# યુવાવસ્થાનો વૈદ્ય

અથવા

# જુવાનીનો ડાક્તર.

રોગી તેમજ નિરોગી સર્વને ઉપયોગી

થવા સારૂ

દેશી તથા ઇંગ્રેજી બંને વૈદ્યાંના અનુભવથી

બનાવનાર

**પ્રભાશંકર વિ૦ દલપતરામ પટ્ટણી.**

મુંબઇ,

ફોર્ટ પ્રિંટિંગ પ્રેસમાં છાપ્યું.

સંવત્ ૧૯૪૫; સન ૧૮૮૯.



કિંમત ૧૨ આના.

# અર્પણપત્ર.

સ્વાભાવિક રીતેજ

ઉદાર અને નિખાલસ દિલના

હોઇને,

પ્રતિપક્ષીઓનાં પણ અહિતથી દૂર રહેનાર,

યોગ્ય પાત્રને બનતી સહાય આપનાર,

અને

**સ્નેહની ફરજને બરાબર સમજનાર,**

પ્રિય મિત્રવર્ય, શુભગુણભૂષિત

**કુમાર શ્રી ૭ રાયસિંહજીને**

સ્નેહનાં એક સાદાં સ્મરણચિન્હ તરીકે

આ લઘુ પુસ્તક

હું નમ્રતાથી અર્પણ કરૂં છું.

**વિ૦, તેમના દૃઢ સ્નેહને**
**અહર્નિશ ઈચ્છનાર,**

**કર્ત્તા.**

# પ્રસ્તાવના.

-•-※-•-

મનુષ્યની જીંદગી બાળપણું, જુવાની, અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ ભાગમાં વેચાયલી છે. દુનિયાંમાં જન્મ લઇ જે યશ માણસો મેળવેછે તે ભાગ જુવાનીનો છે. બાળપણમાં વિદ્યા મેળવી, જુવાનીમાં તેનો ઉપયોગ કરી યશ અને પૈસા મેળવવા, અને ઘરડપણમાં સુખ શાન્તિમાં દિવસો નિર્ગમન કરવા, એ જાડી નજરે જોતાં સંસાર સુખ છે, એમ સર્વત્ર મનાયલું છે. એ ત્રણે સ્થિતિનાં બધાં કર્ત્તવ્ય નિર્વિઘ્ન અને જોઇએ તેવી રીતે પાર પાડવા માટે એ ત્રણે સ્થિતિમાં શરીરની આરોગ્યતા રાખવાની પહેલી જરૂર છે. જેઓ જુવાનીમાં તંદુરસ્ત હોયછે તેઓ કમાવાના અનેક પ્રયત્નો કરી તેમાં ફત્તેહ મેળવેછે. સારી તંદુરસ્તી એ તે વખતનાં અને ભવિષ્યનાં સુખની નિશાની છે. જેઓની જુવાની સુખમાં ગઇ હોયછે તેઓ બહુધા વૃદ્ધાવસ્થામાં દુઃખી થતા નથી, માટે એ અવસ્થા બરાબર જાળવવાની જરૂર છે. બાળપણને આરોગ્ય રાખવાનો ઘણોખરો આધાર માતાપિતા અથવા મુરબ્બીઓ ઉપર રહેલો છે. પણ ત્યાર પછી જેમ જેમ સમજણ વધતી જાયછે તેમ તેમ મુરબ્બીઓ ઉપરથી એ જવાબદારી ઊતરીને પોતાના ઉપર આવતી જાયછે; અને તે વખતમાં શરીરને કાંઇ પણ નુકસાન થાયછે, તો તે વિષયમાં ઘણુંકરીને બીજાના કરતાં આપણને પોતાનેજ વધારે ઠપકો ઘટેછે. માટે એ સ્થિતિમાં તંદુરસ્તીને જાળવવા માટે આપણે પોતેજ જો કાળજી રાખીએ તોજ રહી શકે. એ કાળજીમાં કાંઇ પણ ખામી આવવાથી જે ભૂલ થાય તેનું ફળ આપણે પોતાનેજ સહન કરવું પડેછે; અને એ સહન કર્યા પછીજ ઘણુંકરીને માણસની આંખ ઉઘડેછે, તથા પોતાની ભૂલ માટે પછી પશ્ચાત્તાપ કરેછે.

આ પશ્ચાત્તાપ કરવાનો વખત ન આવે તેટલા સારૂ પહેલેથીજ માણસે ચેતીને ચાલવાની જરૂર છે. પણ તેની સાથે એવી રીતે ચેતીને ચાલવા માટે તેમને પેહેલેથીજ એવા જ્ઞાનની જરૂર છે, કે જેથી એ જુવાનીની ભૂલો જે થાયછે, તે શી શી છે. કેવી કેવી રીતે થાયછે, અને તેનાં કેવાં કેવાં પરિણામ આવેછે, એ જણાય. કારણ કે આ જાણવા પહેલાં તેમને, કઇ બાબતમાં શી ચેતવણી રાખવી અને તે રાખવાની કેટલી આવશ્યકતાછે, એ ખબર નથી પડતી. આ જ્ઞાન મેળવવાના સાધનોની માણસોને કેટલી જરૂર છે, તે આ પરથી સહેજ જોવામાં આવશે; અને તેમ છતાં તેવાં સાધનો સર્વને સહેલાઇથી પૂરાં પડી શકે એવો કોઇ પણ રસ્તો હજુ સુધી આપણામાં નથી લેવામાં આવ્યો એ ખરેખર ખેદયુક્ત છે. આ ખોટ પૂરી પડે, અને તેની સાથે, તેવી ભૂલો, ચેતીને ચાલવા છતાં, કદાચ થઇ જાય, તો તેથી થતાં નુકસાન સામે શા શા ઉપાયો લેવાથી આપણને તે ભૂલને માટે બહુ સહન કરવું ન પડે. એ પણ જાણવામાં આવે, એવો આ લઘુ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે.

વૈદ્ય તરીકેના મારા ધંધામાં બીજા બધા રોગ કરતાં જુવાનીની ભૂલથી થયેલા રોગોની સંખ્યા મારા જોવામાં બહુ આવીછે, અને તોપણ આશ્ચર્ય જેવું એ છે, કે જેવું જોઇએ તેવું ધ્યાન તે તરફ વૈદ્યોનું કે ડાકટરોનું લાગ્યું નથી! રોગનો ઉપદ્રવ જેમ હાલ છે તેમજ અસલના વખતમાં પણ હતો. પણ હાલ જ્યારે દરેક રોગને માટે ખાસ ઔષધ મળ્યાંછે, અને જે રોગો આગળ અસાધ્ય ગણાતા તેઓમાં પણ આપણે ફત્તેહ મેળવીએ છીએ, ત્યારે સમગ્ર મનુષ્ય જાતમાં સામાન્ય થઇ પડેલા જુવાનીની ભૂલથી થયેલા રોગો તરફ કોઇ ધ્યાન આપતું નથી! પોતાની બેવકુફીથી થયેલી ભૂલનું ફળ દરદીને મળવું જોઇએ એમ ધારીનેજ શું આ તરફ બેકાળજી બતાવવામાં આવેછે? જો એમજ હોય તો તેમ કરવું એ ઘાતકીપણું છે. મારૂં ધ્યાન આ બાબત તરફ ઘણા દિવસ થયાં ખેંચાયેલું છે, અને બીજા રોગોની

માફક આ રોગો પણ દૂર થઇ શકેછે એવો અનુભવ મળ્યોછે. પહેલાં હું પણ રોગની આ શાખા તરફ બીજાઓની માફક બેદરકાર હતો; અને જેઓએ જે પોતાની ભૂલથી ગુમાવ્યુંછે તેઓને તે પાછું મળવું મુશ્કેલ છે એમ માનતો. પણ કેટલાક એવા દરદીઓ મને મળ્યા, કે મારી પોતાની બેકાળજી છતાં તેઓ જાતે મારી પાછળ લાગ્યા; અને એટલા માટે મારે તેઓનો ઉપકાર માનવો જોઇએ, કે આ વિષયમાં મને જે અનુભવ અને ફત્તેહ મળેલછે તે તેઓના પાછળ લાગવાથીજ છે. જેઓના સાજા થવાની મેં પોતે આશા છોડી હતી તેઓ આજ તમામ તંદુરસ્ત છે, અને એવા હજારો દરદીઓ હવે એ અનુભવનો લાભ લેછે. આજ દિવસ સુધીમાં એ વિષયમાં ઘણું અ-જવાળું પડયુંછે; અને એવા અસહ્ય રોગથી પીડાતા સર્વે એનો લાભ લઇ શકે એવા હેતુથી મારા કેટલાક સ્નેહીઓની સલ્લાહથી મારા અનુભવનું આ નાનું પુસ્તક બહાર પાડવામાં આવ્યુંછે, કે જે, મને આશા છે કે, અભિલાષી દરદીઓને પૂર્ણ ઉપયોગી થઈ પડશે, એટલુંજ નહીં પણ તંદુરસ્ત માણસોને પણ આમાંથી આરોગ્યતા જાળવી રા-ખવાના કેટલાક કિંમતી નિયમો તથા તેની સાથે ખરૂં બળ વધારવાના ઉત્તમ ઉપાયો મળી આવશે.

આ પુસ્તક પ્રકટ કરવામાં મને માળીઆના કુમારશ્રી ૭ મે. રાયસિંહજી તરફથી સારી મદદ મળીછે, તે માટે હું તેમનો આભારી છું.

કર્ત્તા.



# અનુક્રમણિકા.



પૃષ્ઠ

# યુવાવસ્થાનો વૈદ્ય

અથવા

# જુવાનીનો ડાકતર.

સ્વાભાવિક રીતે માણુસજાતનું મન આશા-તૃષ્ણા તરફ હમેશાં વળેલું હોય છે. અને મુખ્યત્વે કરી એ લલચાવનારી આશા-તૃષ્ણાઓનું જોર જુવાનીમાં વધારે હોય છે, તેથી એ અવસ્થામાં ભાગ્યેજ કોઇ એ લાલચોનો ભોગ થયા વગર રહે છે. ચડતાં લોહીની એ સ્થિતિ અનેક અનર્થો કરાવે છે, અને એ અનર્થો અથવા ભૂલોનુંજ ફળ શારીરિક નબળાઈ, ધાતુનું નષ્ઠ થવું, બળક્ષીણુતા, નપુંસ્ત્વ, અને એવાં બીજાં અનેક શારીરિક તેમજ માનસિક દરદો, જે આપણે આપણી આસપાસ હમેશ જોઈએ છિએ તે છે. ત્યારે હવે એવી ભૂલોથી ચેતતા રહેવામાટે તથા તેથી થતાં નુકશાન અટકાવવામાટે આપણે જે જ્ઞાન મેળવવું છે, તેને માટે પ્રથમ તેવી ભૂલોથી જે જે દરદો થાય છે તે તે દરદોનું રૂપ બતાવીશ, તથા તે કેવી કેવી ભૂલોથી અથવા કેવાં કેવાં કારણોથી થાય છે, અને તેનાં શું શું ચિન્હો છે તે સમજાવીશ, અને પછી તેમને મટાડવાને જેજે ઉપાયો લેવાના છે તેમાંના બની શકે તેટલા આપીશ.

**हस्तदोष ( Masterbation ) હાથથી થયેલ ખરાબી.**

જુવાનીની ભુલથી થતા બધા રોગમાં આ રોગ સર્વથી ખરાબ છે; અને તેથી હેરાન થતા એટલા દરદીઓ જોવામાં આવે છે કે બીજાનું વર્ણન કરતાં પેહેલાં એનું બ્યાન કરવું ખોટું નહીં ગણાય.

આ ખરાબ લત નિશાળોમાંથી અને ખરાબ સંગતમાંથી પડે છે; અને તે પણ જ્યારે તેનો ભોગ થઈ પડનાર માણુસ તેનાં પરિણામને જાણતો ન હોય એટલી નાની અવસ્થામાં પડે છે, કે જે વખતે પુખ્ત

વિચારના કરતાં જુસ્સાઓ ઉપર માણસનું વલણ વધારે હોય છે. હજી તો પૂર્ણ જુવાની આવી હોતી નથી ત્યાંજ પોતે મુર્ખાઇથી માની લીધેલ, સ્ત્રીસંયોગથી થતા સુખની બરોબરી કરે એવી, પણ ખરૂં જોતાં અનેક અનર્થોની કરનારી, એ લતને તેઓ આધીન થાય છે; અને તેથી પરિણામ એવો આવે છે કે જુવાનીનાં ખરાં સુખને તેઓ સ્વપ્નમાં પણ દેખતા નથી, શરીરની શક્તિનો પાયો નિર્બળ થાય છે, અને આયુષ્ય પુરૂં થયા પેહેલાંજ રોગી મરણ પામે છે, અથવા કંટાળી મરવા ઇચ્છે છે. જ્યારે બીજાઓને જુવાનીની વસંત ઋતુ ખીલી હોય છે ત્યારે તેઓને ગ્રીષ્મના સખત તડકા સહન કરવા પડે છે. જે વખતે બીજાઓ યુવાવસ્થાનાં સુખો ભોગવે છે ત્યારે તેઓ ઉમ્મરે જુવાન છતાં શરીરે ઘરડપણું ભોગવે છે. આટલામાટે નાની ઉમ્મરથીજ બાળકોને નીતિને રસ્તે ચડાવવાં જોઇએ અને ધર્મની કેળવણી આપવી જોઇએ. નાનપણથી આપેલું જ્ઞાન મોટપણે કામ લાગે છે. જો બાલ્યાવસ્થામાં બેદરકારી રાખી હોય, તો ઉમ્મર લાયક થયા પછી અને જે વખતે છોકરાં પોતાનું ધાર્યું કરવા ખુશી હોય તેવી ઉમ્મરે ઉપદેશ કામ લાગતો નથી. જેમ ખેતરમાં સારો પાક ઉપજાવવામાટે ખેડુતે વખતસર એટલે ચોમાસા પેહેલાં ખેતર ખેડી સાફ કરવું જોઈએ, નહિતો પાક ખરાબ ઉતરે, તેમજ બાળપણમાં જ્યારે મનની લાગણી કોમળ હોય ત્યારે, અને બાળક ઘણું કરી કેહેનારપર માનની લાગણીથી જોતું હોય એવા વખતમાં તેને સારી કેળવણી મળવી જોઇએ. નહિતો જેમ વગર ખેડેલા ખેતરમાં નીંદણું ઘણું થાય છે તેમ ઉદ્ધતાઇ અને દુર્ગુણો બાળકોમાં આવે છે, અને ભવિષ્યમાં અફસોસ અને દીલગીરી થાય છે. ખેડુત પોતાની ભુલ બીજે વરસે સુધારે છે; પણ જુવાની એક વખત ગયા પછી પાછી આવતી નથી. એટલામાટે નાનપણથી ખરાબ સંગત, સ્ત્રીઓમાં ઘણું રહેવું, અને વિષયની વાર્તાઓ વાંચવી, એ સર્વ બંધ કરવાં જોઇએ. ખરા વખત પેહેલાં એટલે જુવાની આવ્યા પેહેલાં ઉત્પન્ન થયેલા જુસ્સા જુવાનીનો નાશ કરનાર છે અને એક વખત

તે પેદા થયા, એટલે સારી સંગત શોધવામાં કે સારૂં–નરસું પસંદ કરવામાં પુરતું ધ્યાન આપી શકાતું નથી. મન હમેશાં પાણીના પ્રવાહની પેઠે નીચાણુમાંજ જવાવાળું છે; અને તેથી જો તેને દૃઢ રીતે રોકનાર કોઇ ન મળે તો ખરાબ રસ્તે જાય છે. તેમાં પણ યુવાવસ્થા કે જ્યારે માણસો બીજાનું થોડું સાંભળે છે અને પોતાના વિચારોનેજ ઉત્તમ લેખે છે, તે વખતે તો ભુલ થવાનો સંભવ છેજ.

જુવાનીની ભુલથી બીજા ઘણા રોગો થાય છે, પણ જેટલો ફેલાવો આ રોગનો છે એટલો બીજાનો નહિ હોય. કારણ કે બીજી ભુલ થવામાં જેટલો જોખમ છે તેટલો આમાં નથી. એકતો આ ક્રિયા એકાંત વાસમાં થવાથી કોઇ જાણતું નથી, એટલે કરનારને ઉત્તેજન મળે છે; અને બીજું પ્રમેહ, ટાંકી વિગેરે રોગની માફક આમાં તરત ગેર ફાયદો જણાતો નથી. પોતાનાં આ અઘટિત કામમાં પોતે ખુશી રહે છે, અને સંસારનું વાસ્તવિક સુખ પોતે લેતો હોય એમ તે માને છે. થોડા વખત સુધી આમ ચાલ્યા કરે છે અને કોઇના જાણવામાં આવતું નથી. શરીરમાં તાકાદ હોય છે ત્યાંસુધી જુસ્સો આવે છે, અને એ જુસ્સાનેલીધે ભવિષ્યનો વિચાર થતો નથી, અને એકાંતમાં થતાં આ બદકામની માઠી અસર પર ધ્યાન રહેતું નથી. પેહેલાં તો શરીરમાં નબલાઇ જેવું થોડું લાગે છે, પણ એક અવયવના કરતાં બીજામાં વધારે નબલાઈ ન લાગવાથી નબળાઇનું મૂળ કારણ એજ હશે એમ જણાતું નથી. શરીરમાં ફેરફાર ધીમે ધીમે થવાથી માણસનું ધ્યાન તેપર ખેંચાતું નથી, પણ મન ઉપર આ બદ લતની અસર શરીર કરતાં જલદી થાય છે, અને યાદ દાસ્તનું કમી થવું એ આ ભુલથી થતા ઉપદ્રવમાંનું પેહેલું ચિન્હ છે.

શરીર અને મનને નિકટનો સંબંધ છે. શરીરને નબળું કરનાર દરેક સાધન મનઃશક્તિ ઉપર પણ એવીજ અસર કરે છે. એજ પ્રમાણે આ હસ્તદોષની બાબતમાં પણ સમજવું. શક્તિ જેમ જેમ ઘટતી જાય તેમ તેમ મન વધારે નબળું, સ્મરણશક્તિ ઓછી, અને વિચાર-

શક્તિ શૂન્ય થતી જાય છે. જો આ લત ઘર કરી જાય છે તો ટળવી મુશ્કેલ છે; અને શરીરની જે શક્તિ શરીરનાં પોષણમાં અને વધારામાં કામ લાગેછે તે આ વખતે તેમ ન કરી શકતાં ફક્ત ગયેલા તોટાનો બદલો વાળવામાં રોકાય છે, જેથી શરીરને મળતું પોષણ બંધ થાય છે, અને ધીમે ધીમે નબળાઇ આવતી જાય છે. વિષયાસકતપણાથી ગેરફાયદો થાય છે ખરો, પણ જેટલે દરજ્જે આ લતથી નુકસાન થાય છે એટલો ભય બહુ વિષયમાં નથી. કુદરતી રીતે જે ધાતુનો ઉપયોગ થાય છે તે ગમે તેટલો બેકાલજીથી થતો હોય, તોપણ મૂર્ખાઇથી ફોકટમાં ગુમાવવાની ટેવથી જે ગેરફાયદો થાય છે તેટલો તેમાં થતો નથી. મનને જે આનંદ કુદરતી સંયોગથી મળે છે તેથી ગયેલી ખોટ થોડે અંશે પૂરી પડે છે, પણ ઉપરની માઠી ટેવમાં તેમ બનતું નથી. જુસ્સાનો ઉભરો હોય છે એટલી વખત આગલનો વિચાર ન થતાં ટેવ પડેલું મન નિત્યકર્મ કરે છે; પણ ક્રિયા સમાપ્ત થયા પછી મન ઉદ્વિગ્ન થાય છે અને તેથી બેવડો ગેરફાયદો થાય છે. આ ખરાબ ટેવથી ગયેલી એક વખતની ધાતુ કુદરતી સંયોગથી ગયેલી વીશ વખતની ધાતુ જેટલી નબળાઈ લાવે છે અને તેથીજ આવા માણસો બે ત્રણ વરસમાં પોતાની જુવાની ખોઈ બેસતા આપણે જોઇએ છીએ. આપણે જે ખોરાક આજ લઈએ છીયે તે જુદી જુદી સાત સ્થિતિમાં બદલાઇ આશરે એક મહિને તેનું વીર્ય બંધાય છે. એક તોલું વીર્ય ગુમાવવું એ શરીરમાંનું એક શેર લોહી ગુમાવવા બરાબર છે. વીર્ય એ શરીરનું સત્વ છે. મનુષ્યની શક્તિ તેનામાં રહેલાં વધતાં ઓછાં વીર્યના પ્રમાણમાં હોય છે. આ સત્વ જેમ જેમ ઓછું થતું જાય છે તેમ તેમ માણસ નિ:સત્વ અને નિર્માલ્ય થતો જાય છે.

જેઓ બચપણથી આ લતમાં પડેલા હોય છે તેઓ ખરી યૌવનાવસ્થાના સુખથી અજાણ્યા હોય છે. જેમ ફુલમાં સુગંધ હોવા છતાં તે ફુલ જ્યારે કળી જેવડું હોય ત્યારે તેમાં સુગંધ દેખાતી નથી, તેમ જ્યાંસુધી જુવાની આવેલી હોતી નથી ત્યાંસુધી વીર્ય વીર્યવાહિનીયોમાં

ભરાયલું રહે છે, અને યોગ્ય ઉમ્મર થાય ત્યારે જો મનુષ્ય પરણેલો હોય તો, સૃષ્ટિનો વધારો કરવાના કામમાં આવે છે, અને નહિ તો રાત્રીએ સ્વપ્નામાં જાય છે. વીર્યવાહિનીઓમાં નાનપણથી વીર્ય ભરાઇ રહે છે, તેની એક મતલબ જેમ આગળ ઉપર સૃષ્ટિના વધારામાં તે કામ લાગે એ છે, તેમ ત્યાં રહીને યોગ્ય ઉમ્મરે ઉત્પાદક ઈંદ્રિયને અને શરીરના બીજા ભાગને પુષ્ટિ આપવાની પણ છે. જોઇએ તેટલા પ્રમાણમાં તેનો ફેલાવો શરીરમાં થાય છે, એટલે અંગની કાંતિમાં ફેરફાર થાય છે. ઉત્પાદક ઈંદ્રિયનું સ્વરૂપ બદલાઈ જાય છે; સ્વર અને ચેહેરામાં અનેક ફેરફાર થાય છે; મુંછ અને દાઢીના વાળ ઉગે છે ;ટુંકામાં આખાં શરીરમાં નવીનત્વ આવે છે. જેઓમાં પુંસ્ત્વ ઓછું તેઓને વાળ થોડા ઉગે છે એમ ઘણાકનું માનવું છે, અને તે વાત થોડેક અંશે ખરી પણ લાગે છે; કારણ કે જેઓ નાનપણથી આ લતના ભોગ થયેલા હોય છે તેઓને ઘણું કરી મુંછ અને દાઢીના વાળ ઉગતા નથી અથવા ઉગે છે તો થોડા ઉગે છે.

માણસોનું મન હંમેશાં તંદુરસ્તી જાળવવા તરફ વળેલું હોય છે, અને તેથી સાધારણ માંદગીમાં પણ તેઓ પોતાથી બનતું કરવા ચુકતા નથી. કોઇ અકસ્માતથી કે રોગથી શરીરમાંથી લોહી સુકાવું એ મોટામાં મોટી નુકસાની છે એમ દરેક માણસ માને છે, અને તેથી તેનો ઉપાય તેઓ ગમે તેટલે ખરચે કરે છે. હવે જ્યારે લોહી શરીરના પોષણનેમાટે આટલું બધું ઉપયોગી છે, ત્યારે જે વીર્ય લોહીનું પણ સત્વ છે તે કેટલું ઉપયોગી હશે એ વિચારવું જોઇએ. એક વખત લોહી જવાથી શરીર પાછું ઠેકાણે આવવું મુશ્કિલ પડે છે, તો આ હમેશના પ્રવાહથી ઘટતું વીર્ય ગયા પછી શરીરને સ્વસ્થ સ્થિતિમાં લાવવું કેટલું કઠિન પડશે એ આગલથી વિચારવું જોઇએ. બીજા કારણોથી થતી નબળાઈના કરતાં આ નબળાઇનું સ્વરૂપ ભયંકર છે; કારણ કે તેની પેહેલી અસર મગજ અને જ્ઞાનતંતુઓ ઉપર થાય છે, કે જેના ઉપર શરીરનો સઘળો આધાર રહેલો છે. મગજ અને જ્ઞાનતંતુઓના

બંધારણમાં મુખ્ય ભાગ ફાંસ્ફરસનો છે એમ મનાયેલું છે, અને વીર્યમાં પણ મુખ્ય અવયવ ફાસફરસ છે તેથી વીર્યની હાનિ એ મગજને મળતા ફાસફરસનીજ હાનિ છે. અને આ હાનિથી મગજ અને જ્ઞાનતંતુઓ નબળાં રહે એમાં આશ્ચર્ય નથી.

સારૂં કે નરતું દરેક કામ મોડું વેહેલું અજવાળામાં આવે છે. ઈશ્વરથી કાંઇ અજાણ્યું રહેતું નથી, એટલુંજ નહિ પણ માણસો પણ એક દિવસ તે જાણે છે. મૂર્ખાઇથી થયેલું આ કામ જો લાંબો વખત ચાલુ રહે છે તો તેથી થતી અસરોનું આબેહુબ ચિત્ર શરીરમાં પડી રહે છે. યુવાવસ્થાનાં સુખ ભોગવવાને આ લતવાળો માણસ તદ્દન નાલાયક બને છે; પ્રતિદિવસ થતા શરીરના માઠા ફેરફાર જાણ્યા છતાં મન ઉપર યોગ્ય અંકુશ રાખી શકાતો નથી; સમવયી મિત્રોમાં યોગ્ય મરતબો જાળવી શકાતો નથી; હંમેશાં અફસોસ અને ગમગીનીમાં રહેવાથી મન ઉદાસ, ચીડિયું, વેહેમી, ખિન્ન અને બેચેન થઇ જાય છે; છોકરવાદપણું આવી જાય છે; અને થોડા અવસરમાં મનની જુદી જુદી હાલત થાય છે, કે જેવી હાલત કોઇ અસ્વસ્થ દિલના નપુંસકની આપણે જોઇએ છીએ. તંદુરસ્ત આદમીને ઈશ્વરે જે બક્ષીસ આપી છે તે તરફ તેનું ધ્યાન જાય છે, ત્યારે એવી બક્ષીસનો લાભ પોતે લઇ શકવાને અશક્ત હોવાથી તે ખિન્ન, નિસ્તેજ અને નાસિપાસ થાય છે; અને દુનિયાં સાથેનો તેનો સંબંધ તેને ન ગમતાં એકાંતવાસમાં પડી રહેવું ગમે છે. મિત્રની કે સ્ત્રીની સોબત તેને ગમતી નથી, અને માણસોની ખુશનુમાં મંડલીઓ, આનંદી સભાઓ અને શોખિન ટોળીઓ તેને ઝેર જેવી લાગે છે. કમાવાની ઉમદી યુક્તિઓ, જે એક વખત તેના મનમાં જોસથી પ્રકાશતી હતી તે, આ વખત તેને ન બની શકે એવી અથવા પોતાની શક્તિથી બહાર લાગે છે. ભવિષ્યમાં મોટા થવાની અને પૈસાદાર થવાની સઘળી આશાઓ ફોકટ જાય છે; અને પોતાની ભુલથીજ પોતાઉપર આવી પડેલાં દુઃખનો દોષ તે દુનિયાંને દે છે, તથા હંમેશાં બીજાઓના દોષ કાઢ્યા કરે છે. જેઓને માટે

ભવિષ્યમાં સારા થશે એવી આશા હોય છે તેઓ આ લતથી નિરાશા ઉત્પન્ન કરે એવા થાય છે વિચારતાં પણ કંપારી છૂટે એવા આ કામથી જુવાની તેની પ્રથમ વયમાંજ કરમાઈ જાય છે. આવી ટેવથી થતાં ખરાબ પરિણામ જાણવામાં આવ્યાથી તેને અટકાવવામાટે કેટલાક સ્ત્રીસંયોગમાં પ્રવૃત્ત થઇ આ ટેવ છોડવાનો પ્રયત્ન કરે છે; પણ અશક્ત શરીર હોવાથી તેમ કરતાં તેઓને શરમાવું પડે છે, અને એક વખત એ પ્રયત્નમાં નિષ્ફળ થયા પછી તેઓ ફરીને એ પ્રયત્ન શરમની બીકથી કરતાજ નથી. તેના નિર્બળ, ફિક્કા, સુરત અને નિસ્તેજ ચેહેરા અને અશકત પાતળાં શરીર ઉપર જેઓ નજર કરે છે તેઓ પોતાની આ ખરાબ ટેવ જાણી ગયા હશે એમ શક જવાથી તેની સામું પણ આવી લતવાળા જોઈ શકતા નથી.

આ લતમાં આવી સ્થિતિએ પોહોંચેલા માણસને હવે આપણે દરદી તરીકે લેખિયે. પોતાની થયેલી ખરાબ સ્થિતિ જાણ્યા છતાં પણ પડેલી ટેવ ટળતી નથી, અને જે કામ કરતાં કદી એક નાનું બાળક પણ જુએ તો શરમાવું જોઇએ એવું ખરાબ કામ તે રાત્રિમાં, સંધ્યાસમાં, કે દિવસે એકાંતમાં કરે છે. ક્ષણિક સુખની ઇચ્છાથી તે જાણ્યા છતાં એ કામ કરે છે, પણ સંતોષ થતો નથી, અને સદ્‌ગુણી પુરૂષોને જે સુખ કુદરતી સંયોગથી મળે છે તે સ્વપ્નેપણ મળતું નથી. આ ટેવ એવી તો ઉંડા મૂળની હોય છે કે જે કરતાં પકડાવાથી હમેશ શરમાઇ નીચું ઘાલવું પડે, તે છુપી રીતે તેનાં પરિણામ જાણ્યા છતાં જતી નથી. આત્મહત્યા કરવી અને આ ટેવનો ભોગ થઇ પડવું એ બેય સરખાં છે. કારણકે આત્મહત્યાથી તરત મરણ થાય છે અને આથી કાલાન્તરે થાયછે. ઉત્પાદક ઇંદ્રિયના અતિ ઉપયોગ અને વૃથા ઉપયોગથી વિષયશક્તિમાં નબળાઇ આવે છે, અને તેથી પ્રજા નબળી અને બલક્ષીણ થાય છે. કુદરતી રીતે પણ અતિ ઉપયોગથી ખરાબી થાય છે, ત્યારે આ અઘટિત અતિ ઉપયોગથી વધારે ખરાબી થાય એમાં આશ્ચર્ય નથી. આ કામ કરવું એ એક ગુન્હો છે, અને તે એવો ભયંકર ને નીચ છે કે તેની શિક્ષામાંથી કોઇ

દિવસ પાછું ઉભું થવાતું નથી. સ્ત્રીપુરૂષ વચ્ચેના પ્રેમનો તે નાશ કરે છે; મનનું સાધારણ વલણ ફેરવી મનને વિલક્ષણ બનાવી દેછે; અને છોકરાં નબળાં આવે છે અથવા બિલકુલ આવતાં નથી.

બીજાં વ્યવસનો કરતાં આ વ્યસન વધારે લલચાવનારૂં છે. અફીણ ખાવાની ટેવ કે તમાકુ સુંઘવાની લત ઘણા દિવસ ચાલુ રાખવાથીજ વ્યસન પડી જાય છે. પણ આ વ્યસન તો પેહેલી વખતથીજ સજ્જડ ચોટી જાય છે. આનો પેહેલો ઉપયોગ એવા જુસ્સા અને આનંદથી થાય છે કે એનો લોભ પાછળથી છોડાતો નથી; તેમાં વળી એકાંતવાસ એને વધારે મદદ કરે છે. મન ઉપર પડેલો ખરાબ લતનો આ ડાઘ જલદી ભુસાતો નથી; અને એકવાર ભરેલું આ પગલું પાછળ વળવાને બદલે આગળજ ભરાય છે. વિચારશક્તિ જે ખરાબ કામ કરતાં માણસને અટકાવે છે તેના ઉપર કોણ જાણે આ લતની કેવી જાદુઇ અસર થાય છે કે એમાંથી અટકાવવાને બદલે ઓર તે વધારે કરવામાં ઉશ્કેરે છે. આ અપવિત્ર કામે એક વખત કાબુ મેળવ્યા પછી વખત બેવખત અને ન કરવાને સ્થળે તથા કેટલીક વખત ધર્મની ક્રિયા કરતાં પણ તે ગુન્હો કરવાનું મન થાય છે. આમ ધીમે ધીમે પેસી ગયેલી આ ટેવ આટલેથીજ અટકતી નથી, એકલાં શરીરનેજ નુકસાન કરીને બંધ પડતી નથી, આગળ કહ્યું તેમ તેની અસર મગજ ઉપર પણ થાય છે; અને તેથી ખિન્નતા, બેચેની, અને ઉદાસીનપણું થાય છે તથા એમાંથી પરિણામે માણસ ગાંડું બની જાય છે. કારણવિના ગાંડાં બનતાં ઘણાં માંણુસો આપણે જોઇએ છીએ, તેમાં ઘણા ખરા દાખલામાં મૂળ કારણ આજ હોવું જોઇએ. બીજા કેટલાક રોગ એવા છે ખરા, કે જેમાં મગજને હાનિ પોચે છે; પણ આના જેટલો નિકટનો સંબંધ ધરાવનાર અને આના જેટલી ખુવારી કરનાર તેઓ નથી. એક વખત * * * ગામના એક ફોજદારનો કેસ મારા હાથમાં આવ્યો હતો. દરદી ૩૦ વરસની ઉમ્મરનો હતો. તેના પોતાના ધંધામાં તે પેહેલાં ઘણો ચાલાક હતો એમ ચારે તરફથી સંભળાતું હતું. મારી પાસે તે

આવ્યો ત્યારે તે તમામ મૂર્ખ જેવો મને જણાયો. તેનો અવાજ સ્ત્રીના જેવો લાગતો હતો. શરીર ફિક્કું અને આંખો ઉંડી ઉતરી ગયેલી હતી. દાઢીના વાળ ન હોતા. તેની ચાલવાની ઢબ એવી વિચિત્ર જાતની હતી, કે જેઓને આવા રોગોનો લાંબો અનુભવ હોય તેઓ તો ફક્ત ચાલ ઉપરથીજ દરદીની આ ખરાબ ટેવ પારખી શકે. તે પોતાની સ્મરણશક્તિ કમ થવા વિશેની ફરિયાદ મારી પાસે કરતો; અને શરીરને જરા પણ નરદી પડતાં કે ઘોડે બેસતાં (કારણ કે એ એનો ધંધો હતો) શ્વાસ તરત ચડી આવતો તથા હૃદય જોરથી ધડકતું. તેની બધી હકીકત પૂછતાં મને જણાયું કે તે પરણેલો હતો, પણ તેને નોકરી રાખનાર તરફથી ત્રણ વરસ સુધી કોઈ બીજી કામગિરીપર પરદેશ જવું પડવાથી ત્યાં તેને એ ખરાબ ટેવ પડી, જે પાછું સ્વદેશમાં આવવા પછી પણ ચાલુ રહી, અને જ્યાંસુધી તેની માઠી અસરથી તેને વખતો વખત આંખે અંધારાં આવી મૂર્છા આવવા લાગી નહીં ત્યાંસુધી તેણે એ બાબતમાં કાંઇ પગલાં લીધાં નહીં. મૂર્છા આવવી એ મગજની નબળાઇ છે અને તેનું કારણ આ કેસમાં હસ્તદોષ હતો, તેથી આ દોષથી કેટલો ગેરફાયદો છે તે આ દાખલાથી સહજ સમજાશે.

શરીરની નબળાઇ વધતી જાય છે તેમ તેમ વિચારો હંમેશાં એ બાબતમાંજ પરોવાયા રહે છે, અને આશ્ચર્ય જેવું તો એ છે કે કોઈ અજાણી સ્ત્રીને દેખતાં અથવા સ્ત્રીઓનો વિચાર કરતાં વિચારશક્તિ પોતાનો મનપરનો કાબુ છોડી દેછે. અને મનનો જુસ્સો અસલ ક્રિયા કરવા તરફ વળે છે. દુનિયાંમાં રહેનારને સ્ત્રીઓનો સમાગમ વખતો વખત થાયજ છે, અને તેથી આવા દરદીઓ દિનપર દિન વધારે બગડતા જાય છે. જેમ શક્તિ કમ તેમ વિષયની ઈચ્છા વધારે થવાનું મૂળ કારણ, મન નબલું હોઇને તેનું સ્થિતિસ્થાપકપણું ગુમ થવાથી તે હમેશાં એક ચીજ પર ચોટી રહે છે, એ હોવું જોઇએ. બેવકુફ મનમાં બીજા વિચારો ન આવવાથી નવરું પડેલું મન હમેશાં એ તરફજ વળે છે, અને એમાંથી દૂર રહેવાને હજારો સોગન

ખાઈને કરેલા ઠરાવો પણ લાંબો વખત ચાલતા નથી. માણસનું ડહાપણ મનના જુસ્સા આગળ નિરૂપાય છે, અને તેમાં વળી તેવી સંગત મળે તો પછી શાની ઓછ રહે? સુખ મેળવવાની આ લાલચથી ઘણા ગાંડા બની જાય છે અને કેટલાક ઘેલછામાં અથવા નાસિપાસીમાં આત્મહત્યા પણ કરતા હશે. પુંસ્ત્વહીન થઇને દુનિયામાં જીવવું એ કંટાલા ભરેલું છે.

**નિશાની અને પરિણામઃ—** ૧ દરદીનું શરીર લેવાઇ જાય છે; હાથ પગ અને વાંસામાં કળતર થાય છે; મન હમેશાં ઉદાસ રહે છે; આંખો ઉંડી ઉતરી જાય છે; પેશાબમાં અથવા ઝાડે ફરતી વખતે ધોળો ધાતુ જેવો પદાર્થ બહાર પડે છે; દસ્ત ઘણું કરી કબજ રહે છે, મન ઉદાસ રહે છે; દુનિયાંપર કંટાળો આવે છે; યાદદાસ્ત નાશ પામે છે; ચંચલાઇ જતી રહી સુસ્તી દાખલ થાય છે; જરા જેટલો શ્રમ કરવાથી હૃદય ધડકવા માંડે છે; ચિત્ત વ્યગ્ર ચીડીયું અને વેહેમી બને છે; દરદી એકાંતવાસ શોધે છે; પડેલી ટેવ ન ટળવાથી રાત દિવસ તેમાં મન રહ્યા કરે છે; કાંઇ પણ કારણ સિવાય મરી જવાનું મન થયા કરે છે; જેઓને પેહેલાં વાંચવાનો શોખ હોય છે તે જતો રહી આળસ આવે છે, અથવા જો કાંઇ વાંચવાનું મન થાય છે તો તે ફક્ત વિષયની વાર્ત્તાઓ કે નષ્ટ નાટકો તરફ ધ્યાન ખેંચાય છે; બીજાઓને સુખી જોઇ મન ઈર્ષ્યા કરે છે; અને બીજાઓને સંસારના વ્યવહારમાં મચેલા જોઇ પોતે તેમ કરવા કમનસીબ હોવાથી શરીરપર ધિક્કાર આવે છે.

૨ લોહીનું ફરવું મંદ પડે છે; નાડી ક્ષીણ થઇ જાય છે; હૃદયનો એકાદ રોગ થાય છે; મગજને પૂરતું લોહી ન મલવાથી મગજના રોગ પણ થાય છે; સામાન્ય રીતે શરીરપર તેની અસર થાય છે એટલું નહિ પણ ઉત્પાદક ઇંદ્રિય ઉપર પણ તેની માઠી અસર થાય છેઃ વિષય ઇંદ્રિય વખતો વખત જાગ્રત થવાથી તેના સ્નાયુ નબળા પડે છે, નસો ઢીલી પડે છે, અને તેની એવી નબળી સ્થિતિ થઈ જાય છે કે તે સ્ત્રીસંયોગનેમાટે નાલાયક થઇ જાય છે, અને તેથી કુદરતી સંયોગ વખતે

મનનો જુસ્સો ગમે તેટલો બળવાન હોય તે છતાં વિષય ઈંદ્રિય થોડીવાર જાગ્રત રહી પાછી સુસ્ત બની જાય છે. તંદુરસ્ત ગુહ્યેંદ્રિયનું જાગૃત અ. વસ્થામાં આવવું અને આ કૃત્યથી કૃશ થયેલ ઇંદ્રિયને જાગૃત અવસ્થામાં આવવું એમાં ઘણો તફાવત છે. કેટલેક વખત આવી સ્થિતિ રહ્યા પછી વિષયેન્દ્રિય હમેશનેમાટે સુસ્ત બને છે

૩ આ બદ લતમાંથી બીજા શારીરિક રોગ પણ થાય છે. ક્ષય થવાનું એક આ પણ કારણ છે. વ્યાયામશોષ જે ક્ષયની એક જાત છે તેનું મૂળ અતિ વિષય છે; ત્યારે આ મિથ્યાતિવિષયમાંથી તે થાય એ દેખીતુંજ છે. કેટલીક વખત આવા રોગને સામાન્ય ક્ષય તરીકે ગણી ભુલ ખવાય છે, અને જ્યાંસુધી ખરૂં મૂળ જડતું નથી ત્યાંસુધી રોગ નાબુદ પણ થતો નથી. છાતીનાં દરદથી ઘણાં મરણો નાની વય- માં થાય છે, જેમાંનાં ઘણાંનું મૂળ આ છે. ગડગુંમડ અને ભગદંરા- દિ રોગ પણ આમાંથી થવાનો સંભવ છે. ભગદર થવાનું એક મોટુ કારણ લોહીની ખરાબ સ્થિતિ છે; અને આ લતથી લોહીનું સત્વ હરાઈ ગયાથી લોહી ઘણું બગડે છે, તેથી એવા રોગો થાય છે. અને આથી જ્યાંસુધી રોગ થવાનું ખરૂં કારણ દરદી જણાવતો નથી અથવા વૈદ્ય પોતાની યુક્તિથી જાણતો નથી, ત્યાંસુધી આવા રોગો મટતા નથી.

૪ કેટલાકને જરાક જેટલી મેહેનતથી એટલી હાંફ ચડે છે કે શ્વાસ લેઇ શકાતો નથી; નિદ્રા નિયમિત રીતે આવતી નથી; રાત્રે ઉંઘ આવતાં મુશ્કેલી પડે છે; સુઇ ઉઠયા પછી અથવા બેસીને એકદમ ઉઠયાથી આંખે અંધારાં આવી જાય છે. શરીરમાં કળતર થાય છે; સ્નાયુઓ ઢીલા પડી જઇ લડબડે છે; અને એ શિવાય બીજી નબળાઈ જણાય છે. તાવ ઘણું કરી શરીરમાં થોડો થોડો રહે છે, પણ સાંજના વખતમાં શરીર વધારે ગરમ લાગે છે. હોજરીની સ્થિતિ નબળી થ- વાથી શરીર નાકૌવત થતું જાય છે; ચેહેરામાં પીળાશ જણાય છે; અને કવચિત ગુરદાનું દરદ થઈ પગ પર સોજો આવે છે. દસ્ત આવવાનો વખત ચોક્કસ હોતો નથી, અને ઝાડાના રંગમાં વખતોવખત ફેરફાર

થાય છે. વખતે ઉધરસ થઇ આવે છે, અને રાતે સુતી વખત અને સવારે ઉઠતી વખત વધારે હેરાન કરે છે. આવાં ચિન્હ થવા પછી જેને આપણે ક્ષય કહીએ છીએ તે થાય છે. પેહેલાં ઉધરસમાં કફના બડખા આવતા હોય તેને બદલે હવે પરૂ જેવા આવેછે. રાત્રિમાં પરસેવો ઘણો વળે છે. અને દસ્ત જે પેહેલાં ઘણું કરી કબજ હોય છે તે હવે પાતળો વખતો વખત આવ્યા કરે છે. આ સ્થિતિ છેલ્લી છે, અને ભાગ્યેજ કોઇ દરદી આ હાલતમાંથી બચે છે.

૫ અપસ્માર થવાનું એક કારણ આ દોષ પણ છે. કુદરતી સંયોગ કરવા જેટલી શક્તિ હોય છે તોજ મનમાં જુસ્સો આવે છે, નહીંતો આવતો નથી; પણ આમાં તો શક્તિ વિના પણ જુસ્સો આવે છે અને તેથી માથાની નસોમાં લોહીનો અયોગ્ય જથો ભરાય છે, અને વખતે મૂર્છા આવી મૃત્યુ પણ થાય છે. આ રોગને ઇંગ્રેજીમાં ઍપોપ્લેકસી કહે છે. કોઈ દરદી એવા પણ હોય છે કે જેની નસો નબળાઈને લીધે ખેંચાય છે, મગજમાં દુખાવો રહ્યા કરે છે, અને પાંચે ઈંદ્રિઓના કામમાં ખલ્લલ પોચે છે તેમાં મુખત્વે કરી નેત્રમાં.

૬ હોજરી ઉપરની તેની અસર સર્વથી વધારે ગેરફાયદો કરે છે: ખોરાક લેવાની રૂચિ ઓછી થવાથી પોષણ ઓછું મળે છે, અને તેથી ધમની અને હૃદયની ગતિ સુસ્ત અને ક્ષીણ થાય છે. લોહીના કરતાં વીર્યમાં વધારે જીવન રહેલું છે, અને તેથી લોહીની અપૂર્ણતાથી જે ખરાબી થાય છે તે કરતાં વીર્યની અપૂર્ણતાથી વધારે ખરાબી થાય છે. આખા શરીરમાં ઝરેણી ચડી હોય એમ કેટલીક વખત લાગે છે. નજર આગળ વાદળાં જેવું લાગે છે. કવચિત સાદ ઘોઘરો થઈ જાય છે. અને રાત્રિએ સ્વપ્નમાં આવી ઉંઘ વીખાઈ જાય છે. કેટલાંક દરદીઓ ખોરાક સારી રીતે લઈ શકે છે તે છતાં શરીર નબળું પડતું જાય છે.

૭ આ રોગ તેની પૂર્ણ સ્થિતિમાં આવ્યા પછી ગુપ્ત રહેતો નથી. દરદીનો ચેહેરો તેનાં કૃત્યની સ્વચ્છ આરસી છે; અને જે લાલી અને

તંદુરસ્તી જુવાનીમાં હોય છે તે ન હોવાથી તેનાં કારણનું સહજ અનુમાન થઈ શકે છે.

ચેહેરામાં પાતલાપણું આવે છે, ચામડી ખરબચડી થઇ જાય છે, વખતે ચામડીનો રંગ સીસાના રંગનો ભાસ કરાવે છે, આંખનું તેજ હણાઈ જાય છે. હોઠમાંથી તેની કુદરતી લાલાશ જતી રહે છે, દાંતની સફેતી કમ થાય છે. વાળ ખરી જાય છે, અને આખું શરીર બેડોળ થઇ જાય છે. અવસ્થા જુવાન છતાં જરાવસ્થા જેવું લાગે છે. ઉપરની નિશાનીઓ આવા રોગીને ફક્ત દૃષ્ટિથીજ બીજાઓમાંથી ઓળખી કાઢવામાં સારી મદદ કરે છે. કરોડરજજુમાં દુખાવો થાય છે. દસ્તમાં કે પેસાબમાં ધાત જાય છે. રાત્રિમાં સ્ત્રીસમાગમનાં સ્વપ્નાં આવે છે. ચાલતાં થાકી જવાય છે. માથું ભારે થઈ જાય છે. કાનમાં તમરાં બોલતાં હોય એવો અવાજ થાય છે. બીજા વખત કરતાં સવારમાં ઉઠતાં વધારે નાકૌવતી લાગે છે. ઘણુંકરી આવાં દરદીને છોકરાં હોતાં નથી. દરેક વસ્તુ ઉપર અભાવ આવે છે. શરીરનું એકાદ અંગ રહી જાય છે. આ નિશાનીઓ દરદીને પૂછવાથી માલમ પડશે.

૮ આગળ કહ્યું તેમ અપસ્માર ( એપિલેપ્સી ) અને એપોપ્લેકસી (મગજ ઉપર લોહીનું ચડી જવું) એ રોગ સિવાય અતિશય નિદ્રા, મૂર્છા, એકાદ અંગનું રહી જવું, આંચકી, યકૃતના વ્યાધિ, બરોલ, અને ગુરદાનાં દરદ, મુત્રાશયના રોગ, એ વિગેરે બીજા અનેક તોફાન આ ખરાબ લતમાંથી થાય છે. આ રોગમાંથી બેહરાપણું પણ આવે છે. ખરાબ સંયોગથી પ્રમેહ થાય છે તેમ આમાંથી પણ થાય છે.

૯ કેટલાકની ચાલવાની ઢબ લથડતી અને ઢંગધડા વગરની હોય છે, આંખનાં પેઢાં લોહી વગરનાં અથવા કાળાશપર હોય છે, વાળ ઘણુંકરી લુખા જેવા લાગે છે, કેટલાક ને ચાંદીનાં જેવાં ચાઠાં ચેહેરા ઉપર પડે છે, અને કેટલાકના હાથપગ અને વિષયેંદ્રિય હંમેશાં ઠંડાં ગાર રહેછે. ગુહ્યેંદ્રિયનું કંદ તમામ નાનું થઇ જાય છે, વૃષણ લટકતા રહે છે ઘણુંકરી ડાબું વૃષણ જમણાં કરતાં નીચું રહે છે; અને ગુહ્યેંદ્રિય કારણ વગર

કોઇ વખત અને ઘણું કરીને સવારમાં પથારીમાંથી ઉઠતી વખત જાગૃત જેવી લાગે છે તથા તેમાં પીડા થાય છે. વૃષણમાં પણ પીડા થાય છે, અને તેથી વૃષણની સાથે સંબંધ રાખનારી નાડીઓમાં દુખાવો થાય છે. ગરમ પ્રકૃતિનાં માણસને કોઇ કોઇ વાર ગુહ્યેંદ્રિય ઉપર અચાનક ખરજ આવવા માંડે છે. કેટલાએકને નબલાઇ છતાં સ્ત્રીઓની ઇચ્છા થાય છે; પણ બહુધા એથી વિપરીતે જોવામાં આવે છે. કેટલાકને ગુહ્યેંદ્રિય બિલકુલ જાગૃત થતી નથી. પેશાબની ધાર વાંકી પડે છે અને રંગ પીળાશપર હોય છે. દિવસમાં ઘણુંકરી પેશાબ વખતો વખત કરવી પડે છે. વાંસા અને સાંધામાં દુખે છે. અને પેટમાં છાતીની નીચે થોડો થોડો દુખાવો રહે છે.

આંખમાં જરા પણ પવનનો ઝપાટો લાગે તો ઝાંઝવાં આવી જાય છે. ગળું સુકાતું હોય એવું લાગ્યા કરે છે. દાંત હલી જાય છે, તથા દાંતના પારા વખતો વખત સૂજી આવે છે, અને વખતે સવારમાં દાતણ કરતાં લોહી પણ નીકળે છે. કામ કરવામાં મન લાગતું નથી. પડી રહેવું ગમે છે. જુવાન માણસોને જે ચીજથી ખુશી ઉપજે છે એવી ચીજો પર અભાવ આવે છે. કેટલાકને નાકનાં ટેરવાં રાતાં થઇ જાય છે, અને મુખ્યત્વે કરી ટાઢ પડે છે ત્યારે આવું વધારે જોવામાં આવે છે. શરીરમાં મેહેનત પડવાથી પુષ્કળ પરસેવો છૂટે છે. મન ઉતાવળિયું અને એટલું ઉદ્ધત્ત થાય છે કે કોઇની દરકાર કરતું નથી. સ્વભાવ ચીડિયો થવાથી સેહેજમાં લડી પડવાની ટેવ પડે છે. કેટલાકના વૃષણનું કદ પણ નાનું થઇ જાય છે, ફેફસાં નબળાં થઇ જાય છે, અને થુંક જાડું થઈ જાય છે.

૧૦ કેટલાક ડાબા વૃષણના દુખાવાની ફરિયાદ કરે છે. આ દુખાવો કોઇ અંદર સોઇ ભોંકતું હોય એવો થાય છે. કેટલાકને પેસાબ કર્યા પછી પેસાબના માર્ગની નીચે ગુદાની નજીક અતિશય તીક્ષ્ણ દુખાવો થાય છે. કેટલાક દરદીઓનાં મન એવાં નાહિંમત અને સ્ત્રી જેવાં થઇ જાય છે કે કારણ વગર મુંઝાઇને તેઓને રોવાનું મન થાય-છે. કેટલાકને ઉંઘ બિલકુલ આવતી નથી; અને કેટલાક હમેશાં ઘેનમાં

હોય એમ પડયાજ રહે છે. કેટલાકને સંધિવાના જેવા ચસ્કા શરીરના એકાદ ભાગમાં આવે છે. અને અંગો એવાં ક્ષીણ થઈ જાય છે કે જરા દબાણમાં આવતાં તરત ખાલી ચડી જાય છે. કેટલાકને ચેહેરા ઉપર ખીલ નીકળે છેઃ નાક ઉપર, ગળાં ઉપર, ખભા ઉપર, અને સાથળમાં આવા નાના ખીલ થાય છે, અને ત્યાં અતિશય ખરજ આવે છે. કેટલાકની ઉત્પાદક ઇંદ્રિય એટલી નબળી થઇ ગઇ હોય છે કે જરા જાગૃત અવસ્થા થતાં, અથવા દસ્ત વખતે જરા જોર કરતાં વીર્યસ્ત્રાવ થઇ જાય છે દસ્તની કબજીયતથી અંદરનો ઝાડો નીચલાં આંતરડામાં કઠણ થઇ જામી જવાથી તેની આસપાસની વીર્યવાહિનીઓના ઉપર તેનું દબાણ થવાથી વીર્યસ્ત્રાવ થવાનો સંભવ છે. કેટલાકની આંખની આસપાસ જાંબુડા રંગની પરિધિ બંધાઇ જાય છે. મનની લાગણી ઘણી તીક્ષ્ણ થાય છે, એટલે સહેજસાજ બાબતમાં અથવા કારણ વિના મન ઉશ્કેરાઈ જાય છે. મનની સમયસૂચકતા જતી રહે છે. ઇર્ષ્યા હૃદયમાં ઘર કરી જાય છે. ચેહેરા ઉપર શરમ પથરાઈ રહે છે. કેટલીક વખત માથા ઉપરથી કરોડરજ્જુ ઉપર કીડીઓ ચાલતી હોય એવો ઝણઝણાટ થાય છે. હવાના ફેરફારથી આવાં શરીરપર જલદી અસર થાય છે. ટુંકામાં શરીરના બધા અવયવોમાં નબળાઇ દાખલ થાય છે. મનની તેમજ મગજની સ્થિતિ બદલાઇ જાય છે. અને શરીર અનેક રોગોનું ઘર બને છે.

આ ખરાબ લતની નિશાની તથા તેનાં માઠાં પરિણામનું બની શકે એટલું અસરકારક ચિત્ર ઉપર અપાઇ ગયું છે. હવે ફકત તેના ઉપાય આપવા બાકી રહ્યા. આની સાથે એટલું જણાવવાની જરૂર છે, કે કુદરતી રીતે કરેલા અતિશય વિષયથી પણ આવું પરિણામ આવે છે ખરૂં, પણ તે બેમાં થોડો તફાવત છે. પેહેલું કામ કરવામાં કુદરતી શક્તિની બક્ષીસ હોવી જોઇએ, અને બીજામાં તેની જરૂર નથી. ગમે તેટલી કમ શકિત છતાં એ બદ કામ થઇ શકે છે. વીર્ય પેદા થયિ પેહેલાં તેને પૂરૂં પાડવાની ફરજ વૃષણ ઉપર પડે છે, અને તે પણ નબલા થઇ ગયેલા

હોવાથી પાણી જેવું પાતળું અને રસાયની રીતે અસંપૂર્ણ વીર્ય પૂરૂં પાડે છે, અને શિશ્ન જોઈયે તેટલું જાગૃત થયા વિનાજ એ નબળાં વીર્યને સ્ખલિત કરે છે. આવાં કારણથીજ જ્યારે સ્રીસંયોગનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે નિષ્ફળતા મળે છે અથવા જો કાંઇ કાર્યસિદ્ધિ થાય છે તો તંદુરસ્ત આદમીને જે મજ્જા આવે છે તે મજા રહીત એ કામ બને છે. આવી સ્થિતિ થવાથી અને પોતાને હાથે કરીનેજ પરણવાને ના લાયક પોતે બનવાથી દુનિયાંપર અભાવો થાય એમાં આશ્ચર્ય નથી. અંતઃકરણના પ્યારમાં સ્રીયોપભોગથી જે શ્રમ પડે છે તેનો બદલો મનને મળેલા સંતોષથી વળે છે, જે સંતોષ મળવામાંથી આ લતનો ભોગી હંમેશાં કમનસીબ રહે છે. પ્રેમની ચુંમીઓ અને નિઃશબ્દ આલિંગનોથી તે અજાણ્યો રહે છે. આવી સુખી જીંદગીથી અંતઃકરણ ખુશી થવાનેલીધે લોહીનું ફરવું જોસબંધ થાય છે, તેથી પાચનશક્તિને ઉત્તેજન મળે છે, શરીરનાં બીજાં કામોમાં મદદ મળે છે, અને જોર આવે છે. પ્યારમાં જે દૃઢ બંધન રહેલું છે તે શરીરના ઉપલા સુખરૂપ ફેરફારને લઇને રહેલું છે. વ્યભિચારી અથવા વિષયી તેની ખુબી જાણતા નથી.

ઉપાય ઉપર આવતાં પેહેલાં જણાવવું જોઇએ કે જેમ પુરૂષો તેમ સ્રીઓ પણ આ લતનો ભોગ થઇ પડે છે. પણ એ વિષય સ્રીરોગ સંબંધી હોવાથી ખાસ સ્રીરોગ ઉપર એક આવીજ ચોપડી થોડા દિવસમાં મારી તરફથી બહાર પડશે, તેમાં એનો સમાવેશ કરવામાં આવશે.

**ઉપાયઃ**—આ રોગના મુખ્ય ઉપાયમાં મનના જુસ્સા ઉપર નીતિનો કાબુ સખત બેસાડી દેવો એ છે. ખરાબ લતમાંથી દૂર રહેવાનો પક્કો નિશ્ચય કરવો એ આ ભયંકર રોગમાંથી મુક્ત થવાનો પેહેલો રસ્તો છે. ઇચ્છા અને જુસ્સાને બરોબર દાબવાની ટેવ પાડવી. એક વખત દૃઢ નિશ્ચય કર્યા પછી જો તેનો એક વખત ભંગ થયો તો ગયેલી બાજી પાછી હાથ આવશે નહીં. આપણાજ ધારાને આપણે તોડવાથી

ભવિષ્યને માટે આપણે બેદરકાર બનીયે છીએ. જ્યાંસુધી આ ઉપાયને અમલમાં મૂકયો હોતો નથી, ત્યાં સુધી ઔષધોપચાર નિષ્ફળ જાયછે, ગમે તેવાં અકસીર ઔષધની અસર પણ થતી નથી, અને પૈસા તથા વખત ખરાબ કરતાં છતાં પણ આ રોગનો અંત આવતો નથી. માટે પેહેલાં જે કરવાનું છે તે મનપર કાબુ મેલવવાનું છે. એકાંત વાસમાં રહેવું છોડી દેવું. ધીમે ધીમે મંડળીયોમાં, સભાઓમાં કે મિત્રોમાં વખત ગાલવાની ટેવ પાડવી. વિચારશકિત નવરી રહેવાથી અસલ વસ્તુ પર ધ્યાન જાય છે. માટે નવરાશનો વખત માણસોની સાથે ગમ્મતમાં કાઢવાથી મનને એક જાતનો આનંદ આવશે, જે આનંદ ઉપરનો રોગ અટકાવવામાં મદદ કરશે. આ સિવાયનો અવકાશનો વખત નીતિ સંબંધી, વિદ્યાહુન્નર સંબંધી અથવા ધર્મ સંબંધી પુસ્તકો વાંચવામાં કાઢવો. તેની સાથે એટલું ધ્યાન રાખવું કે વાંચતાં વાંચતાં મગજ થાકી જાય એટલો શ્રમ લેવો નહીં. વિષયની ચોપડીયો અને નાટકો અથવા નાવેલો બંધ કરવાં. મનને હંમેશાં નવું નવું ગમે છે, માટે જેમાં નવા નવા ખબરો મળે, જુદા જુદા દેશનો અનુભવ મળે, જન મંડળનો ચિતાર આવે, અને મનને આનંદ દાયક ખબરો આવતી હોય, એવાં ચોપાનીયાં વાંચવાં; તેથી મગજને ટેકો મળે છે. ચોપાનીયાં પસંદ કરવામાં પણ સંભાળ રાખવાની જરૂર છે.

મનને સુધારવાના ઉપલા ઉપાયોની સાથે શરીર સુધારવાના ઉપાયો પણ લેવા જોઈએ. શરીરથી સહન થાય એટલી કસરત કરવી. ગાડીમાં અથવા પગે ચાલીને ફરવા જવું. ફરતી વખત કોઇ મિત્ર સાથે હોય તો વધારે સારૂં. સોબતી પસંદ કરવામાં સર્વથી વધારે ધ્યાન આપવાની જરૂર છે. કારણ કે હંમેશાં સાથે રેહેવાથી એક બીજાના સારા નરતા ગુણો એક બીજામાં આવ્યા વિના રહેતા નથી. જે આપણો રોજનો સોબતી હોય છે તેની પાસેથી સારૂં અથવા ખરાબ જે તેનામાં હોય છે તે આપણને મળે છે. માટે સોબતી સંભાલથી પસંદ કરવો, કે જેથી આપણે ભવિષ્યમાં પસ્તાવું પડે નહીં. બધી

કસરતમાં નદી કે તળાવમાં તરવાની કસરત સારો ફાયદો કરે છે. ઘોડે બેસી ફરવાની કસરત જોકે ઘણી સારી છે, તોપણ આવા રોગીને તેની ભલામણ અમે કરી શકતા નથી. આવા આવા ઉપાયોથી પ્રથમ મનને દાબી, નીતિ અને પવિત્રતાને રસ્તે ચડાવ્યા પછી, ઔષધો ચાલુ કરવાં.

ઔષધો કેવાં વાપરવાં એમાં ઘણો મતભેદ જોવામાં આવે છે. મારા પોતાના અનુભવમાં જે ઓસડો આવ્યાં છે, અને જેથી સેંકડોને આરામ થયો છે, તે તૈયાર મારી પાસેથી અથવા મારા મુખ્ય એજન્ટ પાસેથી મળશે. કેટલાક વૈદ્યો પાસે જ્યારે આવા દરદીઓ જાય છે, ત્યારે મૂળ કારણને ન જાણતાં તેઓ રોગનાં ચિન્હો, જે બીજા રોગોને પણ મળતાં આવે છે, એ ઉપરથી ભુલાવો ખાઇ તેવા રોગોનો ઉપાય કરે છે. પણ તેની અસર આવા દરદીને થતી નથી. ગમે તે વૈદ્ય કે ડાક્તર પાસે જાઓ તો તેઓ પ્રથમ બલવર્ધક, જેને ઈંગ્રેજીમાં ટૉનિક દવા કહે છે, તે આપશે. પણ આથી હંમેશનો ફાયદો થતો નથી. ટૉનિકની અસર સ્નાયુ ઉપર થાય છે, અને તે ટકાઉ નહીં પણ થોડા વખતને માટેજ થાય છે. એની માત્રા થોડી અપાય છે. જો માત્રા વધી જાય, અથવા ઘણા લાંબા વખત સુધી આવી દવા ચાલુ રાખવામાં આવે, તો શરીરને ઉલટું નુકસાન કરે છે, અને રોગ પેદા કરે છે. મૂળબાબત જે ધ્યાનમાં રાખવાની છે, તે લોહીને સુધારી તેને પૂર્ણ સ્વચ્છતામાં અને પૂરતા જથામાં લોહીની નસોમાં ફરતું કરવાની છે. વીર્ય એ લોહીનું સત્વ છે એમ આગળ કહેવાઈ ગયું છે. માટે એ સત્વ પાછું આવવામાટે લોહીને તેની તંદુરસ્ત સ્થિતિમાં લાવે, એનો જથો વધારે, તેની સાથે સ્નાયુ અને નસો તથા જ્ઞાનતંતુને કૌવત આપે, અને મગજને સુધારે, એવી દવાઓનું એક મિશ્રણ કરીને આપવાથી ફાયદો થશે. કોઇ એક દવા એકલીજ એને માટે બસ નથી. એકજ વખતે શરીરને પોષણ આપે, સ્નાયુને પુષ્ટ કરે, અંગમાં ગરમી લાવે, અને મનને જુસ્સામાં રાખે, એવી મિશ્ર દવાની આ દરદમાં જરૂર

છે. ઉત્પાદક ઇંદ્રિઓને એકદમ જાગૃત કરનારી દવાઓ ઘણું કરીને માદક હોય છે; અને તેથી તેની પેહેલી માત્રાથી જે અસર જણાય છે, તેથી બમણો ગેરફાયદો એ દવાનો કેફ ઉતર્યા પછી થાય છે. આવી દવાથી જીવનશક્તિમાં ઘટાડો થાયછે. અને એટલાજ માટે જેઓ મોટા નામાંકિત વૈદ્યો અને ડાક્તરો છે, તેઓ એવી દવાઓ ન વાપરતાં ધીમે ધીમે પણ સંગીન ફાયદો થાય એવી દવાઓ કરે છે. અવિચારી મનુષ્યો આનો અર્થ ઉંધો સમજે છે; અને એકાદ ઉંટ વૈદે કોઇ માદક દવા આપીને જે ક્ષણિક લાભ દેખાડયો હોય છે તેના કરતાં, સઘળાં કારણનો પુખ્ત વિચાર કરનાર પેલા વૈદ્ય કે ડાક્તરને હલકો લેખે છે. સાધારણ અક્કલથી વિચારતાં દરેક માણસને જણાશે, કે જે ઘણાં વરસની અઘટિત ટેવથી શરીરમાંથી ગયું છે તે એકદમ પાછું આવતું નથી; પણ જે ક્ષણિક ફાયદા જેવું લાગે છે તે લીધેલી દવાના કેફને લીધે છે. જે રોગ જેટલી ત્વરાથી આવે છે તે તેટલીજ ત્વરાથી જાય છે, અથવા મરણ નિપજાવે છે. જે રોગ એકદમ થાય છે તે એકદમ મટે છે, અથવા એકદમ મારે છે; અને જે ધીમે ધીમે થાય છે તેનું મટવું અથવા વધવું એ પણ ધીમે ધીમેજ બને છે. માટે સારૂં થવાની આતુરતામાં ઉલટું ખોઈ બેસાય નહીં એવી સંભાળ રાખી, કોઈ સારા ડાક્તરની કે વૈદ્યની સલ્લાહ લેવી. ઉપર કહ્યું તેમ શરીરનાં બધાં અંગોની તબિયત સાથે સુધરે, માદક પદાર્થની માફક ઇંદ્રીઓને એકદમ ન ઉશ્કેરતાં આસ્તે રહીને સતેજ કરે, બંધ પડી ગયેલા અથવા મુડદાલ થઈ ગયેલા અવયવોને પાછું જીવન આપે, અને શરીરની બધી શક્તિને સાથે સજીવન કરે, એવી મેલવણીની દવા, જે હું હંમેશાં આવા દરદીઓ ઉપર વાપરૂં છું અને જેની ફત્તેહથીજ મને આ પુસ્તક લખવાની ઉશ્કેરણી મળી છે, તેનો ઉપયોગ કરવો. આ દવાથી શરીર સુધરીને ઉત્પાદક ઇંદ્રીઓ સુધરે છે. આનો ફાયદો ધીમે ધીમે પણ અકસીર થાય છે. ગમે તેવી સ્થિતિમાં આવેલ માણસને આથી ફાયદો થાય છે; અને દરદીની સ્થિતિના પ્રમાણમાં થોડે કે લાંબે

વખતે પણ ચોકસ ફાયદો થયા વિના રહેતો નથી. આ બાબત ઔષધ-ના પ્રકરણમાં જોવી.

જેઓને પોતાની મેળેજ પોતાના વૈદ્ય થવું હોય, તેઓએ નીચે-નાં ઓસડ વાપરવાં, જેથી ધારેલી મતલબ ઘણે દરજ્જે પાર પડશે. હાથે બની શકે એવાંજ ઓસડોની ટીપ આપી છે.

ઇંગ્રેજી દવામાં ફૉસફરસની ગોળીઓ આ રોગ પર સારી અસર કરે છે. પણ જ્યાંસુધી બીજી કોઇ લોહી સુધારનાર અને શરીરને પુષ્ટ કરનાર દવા ખાઇ, યોગ્ય સ્થિતિમાં શરીર આણ્યું ન હોય, ત્યાંસુધી પ્રથમથીજ એ ગોળીઓ વાપરતાં વિચાર રાખવો; કારણ કે નબળાં પડેલાં મગજ પર એની તીક્ષ્ણ અસર એકદમ થવાથી આંખને કેટલીક વખત નુકસાન પોચેલું જોવાંમાં આવ્યું છે.

| નં૦ ૧ | તોલો | | તોલો |
|---|---|---|---|
| ધોળીમુશળી ........... | ૧ | કાળીમુશળી ........... | ૧ |
| એખરો ............... | ૧ | ખેરનો ગુંદ........... | ૧ |
| ગોખરૂ................ | ૧ | | |

ઉપરના સર્વે બાબ ખાંડી, કપ્પડછાંણ કરી, મધ અને ઘીમાં કાલ-વાં, સવારે અને સાંજે જમ્યા પેહેલાં ૩ કલાક આગળથી અરધાથી એક તોલા સુધી ચાટવું.

નં૦ ૨ શેમળાના મૂળને સૂકવી, ખાંડી, તેમાં ગોખરૂ, સતાવરી, સાલમ, અને ધોળી અડદની દાળ સરખે વજને નાખી, તેનાથી બમણી સાકર નાખવી; અને સવારસાંજ તોલો તોલો દૂધથી ઉતારી જવું.

| નં૦ ૩ | તોલા | | તોલા |
|---|---|---|---|
| સાલમ................ | ૫ | કૌચાં ............... | ૫ |
| કાળીમુશળી ........... | ૫ | એખરો ............... | ૫ |
| ધોળીમુશળી ........... | ૫ | બળદાણા............. | ૫ |

| | | | |
|---|---|---|---|
| આસોંદ ................ | ૫ | ગોખરૂ ............... | ૫ |
| | | સતાવરી............... | ૫ |

એ બધાં ખાંડી, કપ્પડછાંણુ કરી, ભેંશના દૂધમાં તેની કીટી કરવી. પછી સાકર શેર ૧૭ લઇ, તેની ચાસણી કરી તેમાં ઉપરની કીટી નાખવી. કીટી નાખતી વખતે નીચેનો મસાલો પણ સાથે ભેલવવો.

| | | | |
|---|---|---|---|
| પીપર ............તોલા | ૨ | અમર ............વાલ | ૪ |
| અક્કલકરો ............... | ૨ | પીપરીમૂળ.........તોલા | ૨ |
| જાયફળ ............... | ૨ | એળચી ............... | ૨ |
| જાવંત્રી ............... | ૨ | બદામનાં મીંજ......... | ૧૦ |
| | | ચારોળી ............ .. | ૨૦ |

એ સર્વ ઔષધો સાથે નાખી પાક ઢાળી દેવો. તેમાંથી સવાર સાંજ ચાર ચાર તોલા ખાવો.

| નં૦ ૪ | શેર | | તોલા |
|---|---|---|---|
| માલકાંકણી ............ | ૧ | ઘી..................... | ૧૫ |

માલકાંકણીને ઘીમાં તળી, તેમાંથી સવાર–સાંજ તોલો ૦। અર્ધ શેર દૂધ સાથે પીવું.

માલકાંકણીની અસર મગજ ઉપર સારી થાય છે. આ સિવાય ધોળી ચણોઠીનો ઉપયોગ આ વિષયમાં વિવિધ રીતે કરવામાં આવે છે. ચણોઠી વાપરવા પેહેલાં તેને એક લુગડામાં પોટલી બાંધી દૂધમાં બાફવી; અને સારી રીતે બફાઇ રહ્યા પછી તેનાં ફોતરાં કાઢી નાખવાં.

નં૦ ૫ ધોળી ચણોઠી, કૌચાં, અને ગોખરૂ સરખે ભાગે લઇ, તેનું ચૂર્ણ કરી, તેમાં સાકર નાંખી, મધની સાથે ચાટવું, અને ઉપર દૂધ પીવું.

નં૦ ૬ વિદારીકંદ, જેને આપણે ભોંકોળાના નામથી ઓળખીએ છીએ, તેનું ચૂર્ણ કરી, બીજાં ભોંકોળાંનો રસ કાઢી, તેની ભાવના

પેલાં ચૂર્ણને એકવીશ વાર દેવી. પછી એ તૈયાર થયેલું ચૂર્ણ તોલો એક એક સવાર-સાંજ દૂધ સાથે ખાવું. તેથી શક્તિ આવશે. શરીરનું લોહી સુધારી વધારવાનો તેમાં ગુણ છે.

ખાવાનાં ઓસડોની સાથે લગાડવાનાં ઓસડો ન હોય તો બહુ ફાયદો થતો નથી. અયોગ્ય રીતે નબળી થયેલી નસોને પાછી જોરમાં લાવવા માટે તે પર કાંઇ લગાવ્યા વિના ચાલતું નથી; એટલા માટે એવા કામમાં જે અસંખ્ય લેપો વપરાય છે, તેમાંથી બે સારા અને ન ઉઠે એવા નીચે આપ્યા છે, તેમાંથી એકાદ વાપરવો.

નં૦ ૭ વજ, કઠ, ગજપીપર, બળદાણા અને આસોંદનું ઝીણુ ચૂર્ણ કરી, મધમાં કાલવી, લગાવવું, અને તે પર નાગરવેલનું પાન બાંધવું. આગળના ભાગ ઉપર લગાવવું નહીં.

નં૦ ૮ એકલા અક્કલકરાને મીઠા તેલમાં ઘસી જનનેંદ્રીનું મુખ છોડી દઇને બાકીના ભાગ પર ચોપડવું.

ઉપરની પદ્ધીમાંથી એકાદ વાપરવી. ઉત્પાદકઇંદ્રીનું કદ આ રોગમાં નાનું થઈ ગયું હોય છે; અને તેથી તેને તેની અસલ સ્થિતિમાં લાવવા માટે ઓસડ લગાડવાની જરૂર છે. ઉપરનાં ઓસડો નસોને તેનું અસલ કૌવત આપવામાં વપરાય છે; અને નીચેનું તેને સ્થૂલતા આપવામાં કામ લાગે છે.

નં૦ ૯ મરી, સીંધાલુણ, પીપર, તગર, ભોરીંગણીના ડોડવા, અઘાડાનાં બી, કાળા તલ, કઠ, જવ, અડદ, સરશવ, અને આસોંદનું ચૂર્ણ કરી મધમાં લગાવી, ઉપર પાન બાંધવું; અને સવારસુધી રાખી સવારે શીતળ જળથી ધોવું.

નં૦ ૯ ભુંડની વિષ્ટાને મધમાં ચોપડાય છે.

ઉપરના ઉપાયો આ રોગમાં વપરાય છે. એ શિવાય જે ખાસ ચિન્હો જણાય તેનાં ઓસડો કરવામાટે, મગજ ખાલી પડી ગયું હોય, માથે ગરમી ચડી ગઇ હોય, તેની સાથે દસ્તની કબજીઅત રહેલી હોય, વિચારશક્તિ ઓછી થઇ ગઇ હોય, તો નીચેની દવા ખાવી.

નં૦ ૧૦ બદામ એક ભાગ, એરડીનો ગર બે ભાગ, અને એળચી એક ભાગ, એ સર્વે એકત્ર ખાંડી, તેમાં ચાર ભાગ સાકર તથા ચાર ભાગ ગાયનું તાજું ઘી મેળવી રાખવું; અને તેમાંથી દર સવાર–સાંજ અરધા રૂપિયા ભારને આશરે ખાવું.

નં૦ ૧૧ ઘઉંનો રવો શેર એક લઇ, તેને ગાયના દૂધનો કરમો આપી એક પહોર દાબી મૂકવો. પછી તેને ઘીમાં શેકવો; તથા એરંડીનો ગર શેર એક લઇ, તેને પણ ઘીમાં શેકવો, અને પછી માવો શેર એક લઈ ઘીમાં શેકવો. પછી એ સર્વેને ભેળવી, તેમાં એળચી તોલા ૩, ધોળાં મરી તોલો ૦।, દૂધીનાં બીનો ગર શેર ૦। ( પા ), બદામ શેર ૦॥, એને ખાંડી, એ સર્વેથી દોઢી સાકરની ચાસણી કરી, તેમાં નાખી તેનાં ચોસલાં પાડવાં, તેમાંથી ચાર–પાંચ તોલાને આશરે સવારમાં ખાવું. આથી મગજ સુધરશે, આંખોની નબળાઇ મટશે, અને મગજના તથા આંખના રોગનું જે ભયંકર ચિત્ર આગળ આપવામાં આવ્યું છે તેમાંથી બચાશે.

ગયેલી નબલાઇ પાછી લાવવા માટે, અને નબળી નસોને તેની કુદરતી હાલતમાં લાવવાને, બ્લિસ્ટરો પણ મરાય છે ખરાં. પણ તેમાંથી વખતે ન ધારેલી પીડા ઉત્પન્ન થાય છે. દરદીને અસહ્ય વેદના સહન કરવી પડે છે, અને જો ઉપાય તરત ન થાય અને તેથી રૂઝાતાં વાર લાગે, તો મોટાં ક્ષત પડે છે. આ ઉપાયથી નસોને ફાયદો નથી એમ તો કહી શકાય નહીં, તોપણ તે એટલો સ્થાયી નથી થતો કે જેથી અંતે બીજા ઉપાયોની જરૂર ન પડે.

ઉપર જે ખાવાની દવા બતાવવામાં આવી છે તે, ખોરાક જેઓ પચાવી શકે અને જેઓની પાચન શક્તિમાં ઘણો બગાડ ન થયો હોય, તેઓને માટે છે. બહુ નબળા પડી ગયેલા માણસોને એ દવા બહુ ફાયદો કરશે નહીં. થોડા થોડા વજનમાં ધીમે ધીમે ચડવાથી ફાયદો થશે ખરો ; પણ એવાઓને પહેલાં પાચનશક્તિ વધે એવાં ઓસડની જરૂર છે. પાચનશક્તિ વધવાની સાથે લોહીમાં ફેરફાર થાય એવાં

કોઇ ઔષધનો યોગ એ સાથે થાય, તો વધારે સારૂં. એ કામ માં નીચેની દવા વપરાય છે.

નં. ૧૨

ટિંક્ચર નક્સવૉમીકા..............૨૧ ટીપાં.
ડાઇલ્યૂટ ફૉસ્ફરિક ઍસિડ.........૩૬ ,,
કમ્પાઉન્ડ ટિંક્ચર ઑફ સિંકોના....૧½ ડ્રામ.
પીપરમિન્ટનું પાણી.... ........ ૩ ઔંસ.

ઉપરની દવામાંથી ⅛ ભાગ દિવસમાં ત્રણ વખત આપવું. દરદીની તબિયત બહુ નબળી થઇ ગઇ હોય, તો ઉપરની દવા શરૂ કરી, ખોરાકમાં દૂધનો જથો વધારે આપવો. દ્રાક્ષાસવ અથવા એવો કોઇ બીજો આસવ પીવો, કે જેથી શરીરમાં જરા શક્તિ રહે. ખપતો હોય તેણે થોડો વાઇન પીવો. નબળી તબિયતનાં માણસને દરિઆની હવા માફક આવે છે, તેથી એવી કોઇ જગ્યાએ હવા બદલ કરવી.

આ દરદમાં વીજળી લગાડવાથી કેટલીક વખત સારો આરામ મળે છે. આ કામ ડાકટરની સલ્લાહ વગર થતું નથી. જુદા પડી ગયેલા ભાગોને જીવન આપવાનું કામ વીજળી કેટલીક વખત સારૂં કરે છે; તોપણ બધા દરદીઓને તે એક સરખી રીતે લાગુ પડતી નથી. મેડિકલ કૉલેજના મારા અભ્યાસ વખતે એક ઇરાની દરદી આવ્યો હતો, જેને તે વખતના ડાકતરે લોહની દવા ખાવા માટે આપી હતી, તથા દરરોજ સવારે ઉત્પાદક ઈંદ્રિએ વીજળી લગાડવામાં આવતી. આથી શરૂઆતમાં કેટલાંક સુધારાનાં ચિન્હો જણાયાં હતાં, પણ પાછળથી કોણ જાણે શા કારણને લીધે તે દરદી ત્યાં આવતો બંધ થયો હતો. કેટલાક દરદીઓને દિવસે દિવસે વધારે ફાયદો થતો જાય છે. આ ખરાબ લતમાંથી થયેલાં માથાનાં દરદો, જેવાં કે વાઇ, માથે લોહીનું ચડી જવું, મૂર્છા આવવી વિગેરેમાં, તથા રગોમાં થતી સંધિવા જેવી પીડામાં, વીજળી વખતો વખત આબાદ ઉતરે છે, માટે આ ઉપાય પણ

દરદીએ કરી જોવો જોઇએ. વીજળી લગાડતાં પહેલાં યોગ્ય માણસની સલ્લાહની જરૂર છે. કદી દરદી પોતાની મેળે લગાડે તોપણ એકદમ સારા થવાની આશામાં સખત આંચકા ન આવે એ સંભાળવું; નહીં-તો તેથી ઉલટો ગેરફાયદો થશે.

આવા ઉપાયો ચાલુ રાખવાની સાથે આહારવિહારનો પણ વિચાર રાખવો જોઇએ છીએ. દરદીની વર્ત્તણુક કેવી હોવી જોઇએ એ વિ-ષયમાં દરદીઓને પાળવાના નિયમો પુસ્તકના પાછળના ભાગમાં આ-પેલા છે તે પ્રમાણે વર્ત્તવું. આ દરદ ઉપર કર્ત્તા જે ઓસડો વાપરે છે તેનો થોડોક ખુલાસો પાછળ ઔષધના પ્રકરણમાં છે.



## ૨ अतिविहार (Over-use) હદ ઉપરાંત સ્ત્રીસંયોગ.

જેઓ સારે નસીબે હસ્તદોષમાંથી મુક્ત રહ્યા હોય છે, કુદરતના નિયમના એ ભયંકર ભંગ કરવામાં જેઓએ પોતાનો હાથ અપવિત્ર કર્યો હોતો નથી, અને તન અને મનને ખુવાર કરનાર એ ખરાબ લતનો જેઓ ભોગ થઈ પડયા હોતા નથી, તેઓમાંના ઘણા ખરા જુવાનીના મદમાં આંધળા થઈ અતિ વિષયમાં લપટાય છે, અને પોતાનું શરીર નબળું કરે છે. આગળ કહેલા વ્યસનમાંથી જે ભયંકર પરિણામ આવે છે એવાંજ પરિણામ આ વ્યસનથી પણ આવે છે. ફેર માત્ર એટલોજ કે પેહેલાનું પરિણામ ટુંક મુદતમાં આપણે જોઈએ છીએ, અને આમાં વખત વધારે જોઈએ છીએ. કાંઈ પણ કામધંધા વગરના માણસો આવી બાબતમાં વિશેષ મચેલા જોવામાં આવે છે. રાત્રિ દિવસનું ભાન ન રાખતાં, શરીરની શક્તિ સામું ન જોતાં, અને પરિણામનો કાંઇ પણ વિચાર ન કરતાં, તેઓ જુવાનીને હંમેશ ટકનારી માને છે. અને તેથી ફળ એ થાય છે કે, જરા અવસ્થામાં હેરાન થવું પડે છે. કુદરતનો જે ગુન્હો માણસો કરે છે તેની શિક્ષા થયા વગર ભાગ્યેજ રહે છે. જુસ્સાઓ જ્યારે આપો આપ જોરમાં આવે ત્યારેજ જે કામ કરવાનું છે તે કામ જુસ્સાઓને પરાણે ઉશ્કેરીને કરવાથી ફાયદાને બદલે ગેરફાયદોજ થાય છે. કુદરતી રીતે પણ એ કામમાં પ્રવૃત્ત થઈને આપણે કાંઇ મેળવવાને બદલે ઉલટું ગુમાવીયે છીએ; ત્યારે મનનાં વલણને તાબે થઈ જાણી જોઇને ગુમાવીયે એ કેવું નીચ કામ છે? કુદરતે મનુષ્યને જે લાગણી આપી છે તેને યોગ્ય સ્થિતિમાં લાવી, નિયમિત કામ તેની પાસે કરાવવાને કુદરત પોતેજ બંધાયેલી છે; અને તેના કામમાં આપણે આડું આવવું જોઇતું નથી.

યોગ્ય ઋતુમાં આગળ માટે સંગ્રહ કરી રાખવાની જરૂર છે. ચાલતા વખતમાં પુષ્કળ છે માટે આગળ દુકાળ નહીં પડે, એની સાબેતી આપણી પાસે હોતી નથી, તેથી આપણે ભવિષ્યનો વિચાર કરી રાખીએ છીએ. સંસારના વ્યવહારમાં ભવિષ્યનો વિચાર ન કરીયે તો આપણે મૂર્ખ લેખાઈએ છીએ, ત્યારે જે ચીજની આપણુને પૂર્ણ જરૂર છે, જે ન હોય તો શરીર ટકવું પણ દુર્લભ થઇ પડે, અને જેની ખોટ વૃદ્ધાવસ્થામાં જરૂર પડશે એમ દરેક માણસ જાણે છે, તેનો સંગ્રહ કરવા તરફ બેકાળજી રાખવા જેવી મૂર્ખાઈ બીજી કઇ ગણાય? વીર્ય એ શરીરને ટેકો છે, ત્યારે એ ટેકાને તોડીને કયો મૂઢ શરીરને ટકાવવાની હિંમત કરે છે? પાયો તોડી પાડયા પછી કિલ્લો ઉભો રેહવો મુશ્કેલ છે, તેમ શરીરમાંથી ખરૂં સત્વ ગયા પછી તે લાંબો વખત ટકવાનું નથી. જુવાની થોડો વખત ટકવાની છે, માટે જે લાભ લીધો તે આપણો, એવો વિચાર કદી રાખવો નહીં; કારણકે મરણની આપણુને ખબર નથી. આવતી કાલનો પણ આપણુને ભરોસો નથી, એટલા માટે આપણે આપણું દ્રવ્ય આજેજ ઉડાવી દેતા નથી. પૈસા કરતાં આ ચીજ મૂલ્યવાન છે, તે છતાં તે તરફ વધારે બેદરકારી બતાવવામાં આવેછે. જેઓ જુવાની યોગ્ય રીતે સાચવતા નથી તેઓને જતે દિવસે તેનો પસ્તાવો થાય છે. જે વિચાર પાછળથી થાય છે તેજ જો આગળથી થતો હોય, તો જે માઠાં પરિણામો આપણે દુનિયાંમાં જોઇએ છીએ તે જોવાનો વખત આવે નહીં.

બાલ્યાવસ્થામાં પરણવાથી મનનું વલણ નિરંતર સ્ત્રીઓ તરફ વળેલું રહે છે. અને પરણવાનું પ્રયોજન જાણ્યા સિવાય એવાં જોડાં-ઓનાં ચિત્ત વિષયવૃત્તિ તરફ ખેંચાય છે. પોતાનો હવસ પૂરો પાડવો એજ લગ્નની પવિત્ર ક્રિયાનો મુદ્દો નથી; ઇશ્વરની ધારણા એથી તદન જૂદીજ છે. કેટલાકને અનીતિનાં પુસ્તકો વાંચવાથી આવી ટેવ પડી જાય છે, અને કેટલાક ખરાબ સંગતમાંથી બગડે છે. તેમ આ બાબતમાં પણ સમજવું. પરિણામ અને ફાયદો જાણ્યા સિવાય વિચારવંત

માણસો એક પણ પગલું ભરતા નથી. લલચાવનારી ચીજો ઘણુંકરીને હમેશાં પાછળથી છેતરે છે; અને આ વિષયમાં તો ખરેખર એમજ બને છે. ઉછળતાં હૃદયથી અને ઉશ્કેરાયેલા જુસ્સાથી પેહેલાં ગેરફાયદાની ખબર પડતી નથી. પણ આખરે તે ગેરફાયદાનું સ્વરૂપ ભયંકર રૂપમાં દેખાય છે.

**નિશાની અને પરિણામ:**—આગળના વિષયને મળતાં ચિન્હો આ રોગમાં પણ થાય છે. મૂળ રોગ આમાં વીર્યની ક્ષીણતાનો છે, જે બેયમાં એક સરખી રીતેજ ગેરફાયદો કરે છે. ટુંકમાં શરીર લેવાઈ જાય છે; પગની પીંડીઓમાં અને સાંધામાં કળતર થાય છે; ચેહેરો ઉતરી જાય છે; નાડી ધીમી ચાલે છે; નેત્ર ફિક્કાં પડી જાય છે; ચાલ લથડતી હોય છે, તથા કેટલાકના પગ એવા નબળા થઇ જાય છે કે શરીરનો ભાર તે ખમી શક્તા નથી; પાચનશક્તિ અનિયમિત થઇ જાય છે; દસ્ત બહુધા કબજ રહે છે; શરૂઆતમાં કાંઇક કઠણ અને પાછલા ભાગમાં નરમ એવો ઝાડો ઉતરે છે; અને નબળાઇને લીધે બીજા અનેક રોગ થાય છે. સ્ત્રીગમન વખતે વીર્ય જલદી સ્ખલિત થાય છે. હરસ ઘણુંકરી આવા માણસોમાં ઘણે ભાગે જોવામાં આવે છે. વીર્ય ક્ષીણ પડી જવાથી ઉત્પાદક ઇંદ્રિ અને તેની સાથે સંબંધ રાખતા બીજા અવયવો નિસ્તેજ અને નિર્માલ્ય થઇ જાય છે, અને આગલા વિષયમાં કહ્યું છે એવી સ્થિતિ તેઓની થાય છે. પ્રોસ્ટેટ ગ્લાંડ નામની કુકડા પાસેની ગાંઠ કઠણ અને મોટી થાય છે. કેટલાકને વખતો વખત સ્ત્રાવ થયા કરે છે. આ સિવાય બીજા શારીરિક વ્યાધિ પણ થાય છે. નબળાઇ આવ્યા છતાં આ ટેવ લાગુ રાખ્યાથી આંતરડાંને જોર પડે છે, અને તેથી કોલનમાં અથવા રેકટમ (સપરા)ના ભાગમાં સોજો થઇ દુખાવો થાય છે. ઍપોપ્લેક્સી, વાઇ, પક્ષાઘાત, અને આંખ તથા માથાનાં દરદો આમાંથી થાય છે.

**ઉપાય:**— પાછળના પ્રકરણમાં કહ્યા તેવા ઉપાયો આમાં પણ કામ લાગે છે. મનને આગળ કહ્યું છે તેમ નીતિને રસ્તે ઢળતું રાખવું;

નવરાશનો વખત જેમ બને તેમ થોડો લેવો; અને એ સિવાય જે સૂચનાઓ હસ્તદોષના પ્રકરણમાં આપી છે તે ધ્યાનમાં રાખવી. કેટલાક સ્તંભન કરે એવાં ઓસડોનો બહુ ઉપયોગ કરે છે; પણ એથી ઉલટું નુકસાન છે. અફીણ ખાવાથી દસ્ત જેમ થોડી વાર બંધ રહી અમલ ઉતર્યા પછી ઝાડા થવા માંડે છે, તેમ આ બાબતમાં પણ સમજવું. થોડી વાર બંધ રાખે એવાં ઓસડો લેવાથી જે શક્તિઓ નાડીમાં નથી તે પાછી આવતી નથી, પણ જે થોડી ઘણી હોય છે તે પણ જતી રહે છે. બહુ વિષયથી વીર્ય તૈયાર થયા પેહેલાંજ તેને બહાર નીકળવાની જરૂર પડે છે. માટે એ ટેવ છોડી દઈ નિયમિત થવું. એકદમ સારૂં થવાની ઉતાવળ ન કરવી; અને એકદમ સાજું કરવાની કોઈ આશા આપતું હોય તો તે ફક્ત તમારા પૈસા ધૂતી લેવાની લાલચ આપે છે એમ સમજવું. શરીરમાં જેમ જેમ શક્તિ આવતી જશે, તેમ તેમ બધાં અંગો સારાં થશે. ઉત્પાદક ઇંદ્રીને એકદમ સુધારવાની તમારી ધારણા શરીર સુધાર્યા પેહેલાં પાર પડવાની નથી. માટે એકલી એનેજ સુધારવાને રસ્તે ન ચડતાં, સામાન્ય રીતે શરીર સુધારવાના ઉપાયો કરવા.



## ૨ वीर्यस्राव. (Spermatorrhœa.) ધાતુનું જવું.

શરીરની શક્તિ અને તંદુરસ્તીના પ્રમાણમાં નાનપણથી તે જુવાની સુધીમાં વીર્ય આસ્તે આસ્તે શરીરમાં ગુપ્ત રીતે ઉત્પન્ન થતું જાય છે; અને યોગ્ય ઉમ્મર થાય ત્યાં સુધીમાં વીર્યાશયમાં ભરાતું જાય છે. આ ખજાનો ગુણમાં અને રૂપમાં તેની કુદરતી સ્થિતિમાં આવવાનો યોગ્ય વખત ખીલતી જુવાની છે. ખરી યુવાવસ્થા જ્યારે પ્રકટ થાય છે, ત્યારે અંદર રહેલ વીર્ય પોતાનીજ સત્તાથી મનુષ્યમાં સ્ત્રીગમનની ઇચ્છા ઉત્પન્ન કરે છે. આ વીર્ય તંદુરસ્ત હાલતમાં હોય છે ત્યાંસુધી માણસનું શરીર સારૂં રહે છે. પણ કેટલાંક કારણથી તેમાં બિગાડ થાય છે, અને તેથી ઉપરનો રોગ લાગુ પડે છે. જેઓ વીર્યના પ્રતાપથીજ ઉત્પન્ન થતી ઇચ્છાને તાબે રહે છે, અને સૃષ્ટીના નિયમનું અતિક્રમણ કરતા નથી, તેઓ આવા રોગમાંથી બચેછે.

ધાતુનું જવું એ ઘણું કંટાળા ભરેલું દરદ છે. જરૂર ન હોય ત્યારે અને અનિયમિત વખતે તે જાય છે, તેથી દરેક માણસને ચિંતા થાય છે. દુનિયાંનો થોડો કે ઘણો ભાગ પણ આમાંથી મુક્ત નહીં હોય. એક અથવા બીજી ભૂલથી આ રોગ સામાન્ય થઇ પડયો છે. કોઇ એક કારણથી, તો કોઈ બીજા કારણથી આ રોગથી પીડાય છે જુવાન પુરૂષોમાં આ ફરિયાદ સાધારણ થઇ પડી છે. ખરાબ રસ્તે ચડી ગએલા અને કુદરતના કાયદાથી ઉલટા ચાલનારા આનો ભોગ સહજ થઇ પડે છે. વીર્યવાહિનીઓ ધીમે ધીમે નબળી થતી જાય છે; અને વીર્યાશયમાં વીર્યને રોકી રાખવાની શક્તિ ઓછી થાય છે. દરરોજ અથવા લાંબો વખત આમ થવાથી વીર્ય પાતળું પડી જાય છે, અને તેમાં એના કુદરતી ગુણ રહેતા નથી. એક વખત ખરાબ ટેવ પડયા પછી પાછી છોડી દેવામાં આવે, તોપણ નસો અને વીર્યવાહિનીઓ એવી

નબળી થઇ ગઇ હોય છે, કે તંદુરસ્ત વીર્યને પણ તેઓ રાખી શકતી નથી. વીર્યને ઉત્પન્ન કરનાર અવયવો અને તેની સાથે સંબંધ રાખનાર અંગો તથા નાડીઓ ઉશ્કેરણીની હાલતમાં આવી જાય છે, અને જરા જેટલાં કારણથી એ સત્વને બહાર ધકેલી કાઢે છે.

[redacted] કારણઃ—આ રોગ ઘણી વેળા હસ્તદોષને લીધે થાય છે; નાનીવયમાં સ્ત્રીગમન કરવાથી થાય છે; ઘણાં વિષયાસક્તપણાંથી, વ્યભિચારની ખરાબ ટેવથી, પ્રમેહ અથવા એવા બીજા રોગને લીધે, મન ઉશ્કેરાય એવા વિચારો કરવાથી અથવા એવાં પુસ્તકો વાંચવાથી, અને વૃષણના રોગથી પણ આ દરદ થાય છે. મળ કઠણ થઇ આંતરડાંમાં ભરાઇ રહી વીર્યવાહિનીઓને ઉશ્કેરવામાં એક સાધન રૂપ થઇ પડે છે, અને તેથી પણ આ રોગ થવાનો સંભવ છે. ખરૂં પુંસ્ત્વ પ્રાપ્ત થયા પછી એકાદ સ્ત્રીની સાથે પ્યાર બંધાય, દરદી પરણેલો ન હોય, અને પ્યારની ચીજમાંજ હંમેશાં મન રહ્યા કરે, તો તેથી જુસ્સો ઉશ્કેરાવાની ટેવ સાધારણ રીતે પડી જઇ આ રોગને જન્મ આપે છે. મગજના કોઈ વ્યાધિથી પણ આ રોગ થાય છે. પરંતુ ઘણું કરી મગજના વ્યાધિ આ રોગનું પરિણામ હોય છે. વૃષણના કે પ્રોસ્ટેટ ગ્લાંડના વ્યાધિથી પણ આ રોગ થાય છે; અને જ્યારે એથી થાય, ત્યારે પ્રોસ્ટેટ ગ્લાંડ જે એક ખાસ પ્રવાહીને ઉત્પન્ન કરે છે તે પ્રવાહી પણ વીર્ય સાથે પડે છે. કેટલીક વખત પેશાબમાર્ગના શ્લેષ્મ પડનો રસ પણ પડે છે, જેને લોકો ભૂલથી વીર્ય સમજે છે.

નિશાનીઃ—આ રોગમાં પ્રથમ રાત્રીમાં સ્વપ્નાં આવી ધાત જવા માંડે છે. લુગડાં ઉપર ડાઘ પડવા એ તેની પહેલી નિશાની છે. શરીરને થાક લાગ્યો હોય એવું જણાય છે. સમગ્ર રીતે શરીર નબળું પડી જાય છે. એ રોગની ત્રણ સ્થિતિ છે, જેમાં પહેલી સ્થિતિ રાત્રીનાં સ્વપ્નાંથી શરૂ થાય છે. ઘણો વખત આ પ્રમાણે રહ્યા પછી દિવસે પેશાબમાં ધાત જવા માંડે છે; અથવા કાંઇ કારણ વિના વિષયેંદ્રી ઉશ્કેરાઇ વીર્ય સ્ખલિત થાય છે. આ સ્થિતિ લાંબો વખત ચાલ-

વાથી નપુંસત્વ આવી જાય છે, એ તેની ત્રીજી સ્થિતિ સમજવી. આ ત્રણે સ્થિતિનું સાથે ચિત્ર આપી, પછી તેના જૂદા જૂદા ભાગનું આપવું ઠીક પડશે; માટે પહેલાં ત્રણેનાં સામાન્ય ચિન્હો આપ્યાં છે. ત્રણે સ્થિતિમાં મનની સ્થિતિ થોડી કે ઘણી ઉશ્કેરાયલી રહે છે. પોષણ બરોબર થતું નથી, શરીર ગારા જેવું થઈ જાય છે, વાંસામા અને અવયવોમાં અશક્તિ જણાય છે, અભ્યાસ અથવા કામને માટે આળસ આવે છે, વિચારશક્તિ મંદ પડી જાય છે, અમુક ચીજ ઉપર ધ્યાન આપવાની ટેવ ઓછી થાય છે, સ્મરણશક્તિ મંદ પડે છે, જનમંડળથી દૂર રહેવાની ઈચ્છા થયા કરે છે, એકાંતવાસ ગમે છે, મન બીકણ અને શરમાળ થઈ જાય છે, પોતાની શક્તિનો પોતાને ભરોંસો રહેતો નથી, આંખમાં ઝાંઝવાં આવી ચક્કર આવે છે, માથું ભારે થાય છે અથવા દુખ્યાં કરે છે, પડખાંમાં દુખાવો થાય છે, વૃષણ લટકતા રહે છે, ઉત્પાદક ઈંદ્રીનું મુખ થંડું રહે છે, કોઈને જરા જરા વારે ગુહ્યેંદ્રી જાગૃત થઈ તરત પાછી શાંત પડી જાય છે. આ રોગનાં ખરાબ પરિણામમાં કેટલીક વખત દિવાનાપણું પણ થઇ આવે છે.

**પહેલી સ્થિતિ:**—આ રોગની ત્રણ સ્થિતિમાંની પેહેલી સ્થિતિ જાણવી મુશ્કેલ નથી; કારણકે તે દરદીથી અજાણી રહેતી નથી. રાત્રીમાં કોઈ સ્ત્રીનું સ્વપ્ન આવી વીર્ય સ્ખલિત થાય છે. બીજી સ્થિતિઓ કરતાં આ સ્થિતિ થોડી ભયંકર છે, કારણકે વિષયેંદ્રીનું સ્વપ્નમાં ઉશ્કેરાવું એ કેટલેક દરજ્જે કુદરતી ઉશ્કેરાવાને મળતું છે. સ્ત્રીગમનને માટે જેમ અવયવો તૈયાર થઇ રહે છે, તેમ આવી રીતે ઉશ્કેરાવામાં પણ અવયવો કેટલેક દરજ્જે તૈયાર હોય છે; અને તેથી જો મહિનામાં એકાદ વખત સ્વપ્નું આવી વીર્ય પડતું હોય, તો તે રોગ ગણાતો નથી. સ્વપ્નાંમાં અને ખરા સ્ત્રીસંયોગમાં તફાવત માત્ર એટલોજ છે, કે કુદરતી સંયોગમાં જ્યારે પુરૂષ પોતાની અસ્થિમાંસચર્મવાળી પ્રિયા સાથે રમે છે, ત્યારે સ્વપ્નાંમાં તે એક હવાઇ દેખાવ જોડે ખેલે છે. આ પહેલીજ સ્થિતિમાં જો યોગ્ય ઉપાય કામે લગાડવામાં આવે, તો

ભયંકર પરિણામ આવતાં અટકે છે, નહિંતો ગુપ્ત રીતે અને દરદી ન જાણે એમ બીજી સ્થિતિ ધીમે ધીમે આવતી જાય છે.

**બીજી સ્થિતિ** દિવસે પેશાબમાં ધાત જવાની છે. પહેલાં તો તેની ખબર પડતી નથી, અને રાતનાં સ્વપ્નાં આવવાં બંધ થવાથી દરદી પોતાને ભાગ્યશાળી ગણે છે. તે બિચારાને ખબર હોતી નથી કે એક રોગમાંથી બીજો એથી વધારે ખરાબી કરનારો રોગ તેનામાં પેઠો છે. કેટલીક વખત તો ઘણા અનુભવ સિવાય વૈદ્યો પણ આ બાબત ઓળખી શકતા નથી. વખતો વખત જતી ધાતુને લીધે વીર્યાશય તથા વીર્યવાહિનીઓની એવી સ્થિતિ થઇ ગઇ હોય છે; અને જે કાચું પાકું તેઓ પેદા કરી શકે છે તે રાખવાની શક્તિ તેમનામાં હોતી નથી, તેથી તે પેસાબવાટે નીકળી જાય છે. પેહેલી સ્થિતિથી તો દરદી વાકેફ રહે છે; પણ બીજી સ્થિતિ એવી ગુપ્ત રીતે દાખલ થાય છે, કે તેમાંથી જ્યારે ત્રીજી સ્થિતિ એટલે નપુંસકપણું આવે છે ત્યારેજ દરદીની આંખ ઉઘડે છે. રાતમાં સ્વપ્નાં આવીને સ્ત્રીગમનના જેટલો સંતોષ આપીને જે વીર્ય જતું, તે હવે કાંઇ પણ લાગણી થયા સિવાય અથવા જરા પણ સંતોષ આપ્યા સિવાય જાય છે. પેહેલાં જેમ ઉત્થાન થતું તેમ આમાં થતું નથી. પેહેલાં રાત્રે જતું, અને હવે દિવસે દસ્ત વખતે, પેશાબ વખતે અથવા સ્ત્રીઓની હાજરી વખતે વીર્ય જાય છે. રાતનાં સ્વપ્નાં બંધ પડવા છતાં શરીરમાં નબળાઇ વધવાથી દરદી તેનું કારણ જાણી શકતો નથી; કારણકે ચોરની માફક પેઠેલા આ દુશ્મનને તે ઓળખતો નથી; અને ઘણું કરીને પેશાબ કરતાં દરેક વખત શરીરનું આ ઉપયોગી સત્વ જાય છે તેની એને ખબર હોતી નથી. જો ધ્યાન રાખીને જોવામાં આવે તો પેશાબનો પાછલો ભાગ અને મુખ્યત્વે કરીને છેલ્લાં ત્રણ ચાર ટીપાં જાડાં અને ધોળાં જેવાં ઉતરે છે. વખત જતાં વીર્યને રોકવાની શક્તિ તદ્દન જતી રહેછે; અને તે વખત બેવખત ઝરતું રહેછે.

**ત્રીજી સ્થિતિ** અથવા **નપુંસકત્વઃ**—બીજી સ્થિતિ વધારે લાંબો વખત ચાલવાથી ત્રીજી સ્થિતિ શરૂ થાય છે. આ સ્થિતિમાં ઉત્પાદક

અવયવો જીવન રહિત થઇ જાય છે, લોકો સાધારણ રીતે જેને નપુંસકપણું કહે છે તે પ્રાપ્ત થાય છે, અને સ્ત્રીગમનની ઇચ્છા તથા શક્તિ નાશ પામે છે. કેટલીક વાર એમ બને છે કે થોડી ઘણી શક્તિ હોવાં છતાં ઇચ્છાનો નાશ થાય છે; અને વખતે શક્તિ ન છતાં ઇચ્છા થોડો વખત રહે છે. કેટલાકને પેહેલાં ઇચ્છાનો અને પછી શક્તિનો નાશ થાય છે; અને કેટલાકને પેહેલાં શક્તિનો અને પાછળથી ઇચ્છાનો નાશ થાય છે. જુવાન અવસ્થામાં આવી દયામણી સ્થિતિ થાય એના જેવું બીજું કયું મોટું દુર્ભાગ્ય જાણવું? યુવાવસ્થા એ ખરાં સુખ લેવાનો વખત છે. આપણી હયાતીનો મૂળ હેતુ એજ છે કે આપણી જાતમાં આપણે વધારો કરીએ. ઇશ્વરે આપણને ખાવાપીવાની જે શક્તિ આપી છે તેની સાથેજ આ શક્તિ પણ આપી છે. જેટલી પેહેલાં એની જરૂર છે એટલીજ આની પણ છે. ખરૂં જોતાં પેટ ભરવાનું પ્રયોજન પણ આ શક્તિ વધારી ઇશ્વરી સૃષ્ટીમાં વધારો કરવાનું છે. માણસ જુવાન થાય છે ત્યારે શરીરમાં અનેક ફેરફાર થાય છે. છોકરવાદપણું મટી માણસાઇ આવે છે; મનની શક્તિઓ ખીલે છે; અવાજ મરદાનગી પકડે છે; હોઠ અને ચેહેરા પર લાલાશ આવે છે; અવયવો દ્રઢ થાય છે; દાઢી આવવી શરૂ થાય છે; ટુંકામાં શરીરનો તમામ બાંધો અને રંગ ફરી જાય છે; નવા નવા તુરંગો મનમાં આવે છે; લાગણીઓ બદલી જાય છે; અને ભવિષ્યનાં સુખનો આ વખતની ચાલચલણ ઉપરથી પાયો નખાય છે. નિરંતરની તંદુરસ્તીનો આધાર આ વખતની વર્ત્તણુંક ઉપર રહેલો છે. પણ આ બધું કયારે થાય છે? જો શરીરમાં તેનું સત્વ હોય છે તોજ. આવી સુંદર સ્થિતિમાં વૃદ્ધાવસ્થાનાં ચિન્હો ભોગવવાં એ થોડું દુઃખદાયક નથી.

કારણઃ—ત્રીજી સ્થિતિમાં જે કારણ કેહેવામાં આવશે તેમાંના ઘણાંખરાં આગળ આવી ગયાં છે, તોપણ ટુંકામાં જણાવવાં જોઇએ. કેટલાક જન્મથીજ વીર્યહીન હોય છે જેને માટે કશો ઇલાજ કામ લાગતો નથી. બીજા કેટલાક માબાપનાં થોડા વત્તા દોષવાળાં વીર્યથી થોડા વત્તા

પુંસ્ત્વહીન હોય છે. તેઓને દેશી વૈદ્યકશાસ્ત્રમાં આસેક્ય પંઢ, સૌગંધિક પંઢ, કુંભિક પંઢ. (સૃષ્ટીવિરૂદ્ધ કર્મ કરવાવાળા), અને ઇર્ષ્યક પંઢ કહેલા છે. આ પંઢોને વીર્ય હોય છે, અને તેઓ પ્રજા પણ ઉત્પન્ન કરી શકે છે. ઉપર જણાવ્યા એઓની સાથે આપણે કાંઇ કામ નથી; કારણ કે આપણો વિષય જુવાનીની ભૂલથી થયેલા રોગોનો છે. કારણોમાં પેહેલું કારણ હસ્તદોષ છે. આ રીતે પ્રાપ્ત થયેલું પંઢત્વ શક્તિની ખરેખરી ખામીથી, વીર્યની અપૂર્ણસ્થિતિથી, શિશ્નનાં નાનાં કદથી, અને સ્ત્રીગમનની નામરજીથી ઉત્પન્ન થાય છે. બીજું કારણ અતિ સ્ત્રીગમન છે. નસો નબળી થવાથી, શિશ્નનું સતેજપણું જવાથી, અને વીર્યને રોકવાની શક્તિ જતી રહેવાથી એ પંઢત્વ આવે છે. મગજના રોગથી પંઢ થવાના દાખલા પણ બને છે ખરા. શિશ્ન ઉપરની ચામડી કેટલાકને ઉઘડવાથી સ્ત્રીગમન અશક્ય થાય છે, પણ આ પંઢત્વ નથી.

**નિશાની અને પરિણામ:**—પેહેલી અને બીજી સ્થિતિની નબલાઈ વધીને શરીર તમામ મુડદાલ જેવું થઇ જાય છે; મનની તમામ શક્તિઓ બેહેર મારી જાય છે; દરદી એટલો નાકોવત થઇ જાય છે કે હાલવા ચાલવાની પણ શક્તિ રહેતી નથી; ચાલતાં આંખે અંધારાં અને ચક્કર આવેછે; થોડું ઘણું પંઢત્વ દાખલ થયું હોય તો સ્ત્રીગમન વખતે વીર્ય તરત સ્ખલિત થઇ જાય છે; શરીરનાં દરેક અંગ કળે છે; પગમાં ખાલી ચડી આવે છે. શરીરની નબળાઇમાં મન ભાગ લે છે. જો માણસ પરણેલો હોય છે, તો હંમેશાં મનમાં ચિંતા કરવાથી અને મુંઝાવાથી વધારે ખરાબી થાય છે; મન ચીડિયું થઇ જવાથી સેહેજ બાબતમાં ક્રોધ ચડી આવે છે, જેની અસર શરીર ઉપર બહુ ખરાબ થાય છે. આવી નબળાઇ થયા પછી છોકરાં થતાં નથી. કેટલીક વખત મગજના વ્યાધિ અથવા તાવને લીધે પણ શક્તિની હીનતા લાગે છે. પણ આ અસર પાછી તરત જતી રહે છે. કેટલાક રોગ એવા પણ હોય છે કે જેમાં શરીર જેમ નબળું થાય તેમ વિષયની ઇચ્છા વધતી જાય. ફેફસાંના દરદમાં અને બીજાં કારણોથી થયેલા ક્ષયમાં તથા

સંધિવા ને નજલાના દરદમાં પણ આમ થાય છે. વખતો વખત લંબાણ કરવા કરતાં એટલું કહેવું બસ છે, કે ઉત્પાદકઇંદ્રીની શક્તિ જતી રહે-છે, અને માણસ પુરૂષપણામાંથી બાતલ થાય છે. ઍપોપ્લેકસી, યકૃત અને વૃદ્ધિનો રોગ પણ કેટલીકવાર થાય છે. કેટલાકને પક્ષાઘાત થાય છે. હસ્તદોષથી થયેલી ખુવારી અતિશય વિષયથી થયેલી ખુવારી કરતાં થોડી હોય છે. આ સિવાય પેહેલા પ્રકરણમાં કહેલાં ચિન્હો થાય છે.

**ઉપાયઃ**—ધાતુનું જવું અટકાવવા માટેના પેહેલા ઉપાયમાં તે ન જાય એવી સાવચેતી મૂળથી રાખવાની બહુ જરૂર છે. યોગ્ય અવસરે નિયમિત રીતે વિહાર કરવાથી આ નેમ પાર પડે છે. મન ઉપર પૂર્ણ કાબુ રાખી નીતિને રસ્તે ચાલવાની ટેવ પેહેલાંથીજ પાડવી જોઇએ. અથવા તેમ ન બન્યું હોય તો, જ્યારથી આ ખરાબ રોગની પેહેલી સ્થિતિનાં ચિન્હો જણાવા માંડે, ત્યારથીજ ચાલચલણ સુધારવી અને ઉપાયો ચાલુ કરવા. વિષયમાં નિયમિતપણું શરીરને પુષ્ટ કરે છે, તથા મનને આનંદ અને ચંચળાઇ આપે છે. માટે એ રસ્તો પકડવો, કે જેથી માઠાં પરિણામ જોવાં પડે નહીં. કેટલાકની એવી ટેવ હોય છે, કે જેમ જેમ નબળાઇ આવતી જાય છે, તેમ તેમ નસોને ઉશ્કેરનારી દવાઓ ખાઈ અતિ વિષયમાં પ્રવૃત્ત રહ્યા કરે છે. તેથી નબલી થયેલી નસો વધારે વધારે નબળી થતી જાય છે. માટે પેહેલાં પોતાના જુસ્સા ઉપર દબાણ રાખવું, અને પછી ઉપાયો ચાલું કરવા. ઉપાયો પણ એવા હોવા જોઈએ કે જે શરીરના તમામ અવયવો સુધારવામાં એકજ વખતે કામે લાગે. વ્યભિચારની ટેવ હોય તો તદ્દન છોડી દેવી.

આવી નબલાઈને સારી કરવી એ જોકે કઠણ કામ છે, તોપણ કેટલાક ધારે છે તેમ તદ્દન અશકય નથી. ઉંટ વૈદ્યો આ રોગ મટાડવાનો ઘણો ફાંકો રાખે છે, પણ તેટલે દરજ્જે સેહેલું એ કામ નથી. આ દરદ કેવી રીતે સુધારવું એ જેઓએ એવું ઘણું જોયેલું હોય તેઓનું કામ છે. માટે એવા કોઈ ડાકટર કે વૈદ્યની સલ્લાહ લેવી. આળસ દૂર કરવું, અને ધીમે ધીમે કામ કરવાની ટેવ પાડવી. કેટલાક આ રોગમાં

પુષ્ટીના ઉપાય કરે છે; પણ એથી કાંઈ લાભ થતો નથી. કારણ કે જ્યાંસુધી જાવક શરૂ છે ત્યાંસુધી આવક ગમે તેટલી હોય તોપણ હોજ ભરાતો નથી. આમ છે, માટે નસોને એવા રૂપમાં લાવવી જોઈએ કે વીર્યને ટકાવી રાખવાની તેઓમાં શક્તિ આવે. અલબત ગયેલી નબળાઇ પાછી લાવવા માટે વીર્યને વધારવાની જરૂર છે, પણ પ્રથમ જે કરવાનું છે તે તેને જતું અટકાવવાનું છે.

દસ્ત હંમેશાં સાફ આવવો જોઇએ; કારણકે જો દસ્તમાં જોર પડે અથવા કરાંજવું પડે, તો ધાત જાય છે. આટલા માટે રૂબાર્બ, સોનામુખી, કે એરંડિયું જરૂર પડે તો લેવું. હંમેશાં સવારમાં ટાઢા પાણીથી ગુહ્યેંદ્રીના ભાગો ધોવા; અથવા દશ પંદર મિનિટ પર્યંત કમ્મરસુધી થંડા પાણીમાં બેસવું, અને નીચેની દવા ખાવી.

નં૦ ૧

| | | |
|---|---|---|
| સલ્ફેટ ઑફ ઝિંક | ગ્રેન | ૧૮. |
| એકસ્ટ્રાકટ ઑફ નકસવૉમીકા | | ૬. |
| હીરાકસી | | ૨૪. |
| કમ્પાઉન્ડ રૂબાર્બ પિલ | | ૬૦. |

ઉપરની દવા મિશ્ર કરી તેની ૨૪ ગોળીઓ કરવી; અને તેમાંથી એકેક ગોળી સવાર સાંજ પાંણીથી લેવી. આ દવામાં નાખવા માટે **કમ્પાઉન્ડ રૂબાર્બ પિલ** નીચે પ્રમાણે બનાવવી.

| | | | |
|---|---|---|---|
| રૂબાર્બનાં મૂળનો ભૂકો | આંસ | ૩. | એ સર્વને મિશ્ર કરીને ગોળીઓ વાળવી. |
| એળીઓ | | ૨૧/૪. | |
| હીરાબોળ | | ૧૧/૨. | |
| કઠણ સાબુ | | ૧૧/૨. | |
| પીપરમિન્ટનું તેલ | | ૧૧/૪. | |
| નરમ ગોળ | | ૪. | |

ઉપરની દવાથી ફાયદો ન થાય તો નીચેની દવા વાપરવી.

નં૦ ૨

| | | |
|---|---|---|
| સારી તમાકુ . ...તોલો | ૧ | એ સર્વને ખરલ કરી, તેની ગોળીઓ ચણા ચણા જેવડી વાળી, સવાર સાંજ એકેક લેવી. |
| લવિંગ................ | ૧ | |
| લોહ ભસ્મ............ | ¼ | |
| મધ.................. | ૧ | |

નં૦ ૩

| | | |
|---|---|---|
| ફૉસ્ફેટ ઓફ આયર્ન...ગ્રેન | ૨૪. | ઉપરની દવા મિશ્ર કરી તેની ૧૨ ગોળીઓ કરવી; તેમાંથી સવાર સાંજ એકેક આપવી. |
| ક્વિનાઇન .............. | ૧૨. | |
| એકસટ્રાકટ હાયોસાયમ ... | ૩૦. | |

આવાં દરદીઓને વીજળી લગાડવાથી કેટલીક વખત ફાયદો થાય છે. નબળી થયલી નસો અને સ્નાયુઓ આ ઉપાયથી સારાં થાય છે, અને તેથી ધાત જતી અટકે છે. જો ધાત બહુ જવાથી માથાનું એકાદ દરદ થયું હોય તો આ ઉપાયથી સારો ફાયદો થાય છે. **ટિંકચર કેન્થરિડીસ** પણ કેટલાક આ દરદમાં વાપરે છે. એની માત્રા ૫ થી ૨૦ ટીપાં સુધીની છે.

કેટલાક લોહની દવાઓ આ દરદમાં વાપરે છે. ધાત જવાથી નબળાં થયેલાં શરીરને લોહની જરૂર છે ખરી, અને તેથી ફાયદો પણ થાય છે ખરો; પણ બધા દરદીઓને આંખો મીંચીને એ દવા આપી શકાય નહીં. કારણકે કેટલાક દરદીની પ્રકૃતિ એવી થઈ ગઇ હોય છે, કે લોહ આપવાથી લોહીમાં ગરમી થઇ તે જોસથી ફરવા માંડે છે, અને તેથી વખતે હૃદયનો રોગ અને માથાના દુખાવાનું દરદ થઇ આવે છે. એટલા માટે દરદીઓની પ્રકૃતિનો વિચાર કરીનેજ આ દવા વાપરવી.

સૂરોખાર આ દરદમાં વપરાય છે, અને તેથી ફાયદો પણ થાય છે. પરંતુ ક્ષાર પદાર્થો પુંસ્ત્વને હરવાવાળા છે; અને ઘણા દિવસ ચાલુ રાખ્યા હોય તો નુકસાન કરે છે. સૂરોખાર પણ એક ક્ષાર હોવાથી લાંબો વખત તે આપી શકાતો નથી; કારણકે તેથી ધાત પડતી બંધ

કરવા જતાં જનનેંદ્રી નબળી થાય છે. માટે એનો ઉપયોગ ફ્કત એકજ દિવસ કરવો. આ દરદ માટે કોઇ પણ જાતની દવા ખાતાં પેહેલાં એક દિવસ સૂરોખારના દસ–બાર ગ્રેન લઇ પાણીમાં ઓગાળી તે પી જવું; અને બીજે દિવસથી બીજી દવા, જે આમાં બતાવેલી છે, તેમાંથી એકાદ વાપરવી.

કપૂર પણ વપરાય છે. તે એકલો ખવરાવવા કરતાં નીચેનાં ઓસડો સાથે મેળવીને વાપરવામાં આવે છે

નં૦ ૪

| | | |
|---|---|---|
| કપૂર...... | ૨૦ ગ્રેન | એ સર્વ ખાંડી તેના ચૂર્ણમાં ગોળીઓ વળે તેટલો નરમ ગોળ અથવા મધ નાખી તેની દસ ગોળીઓ કરવી; તેમાંથી સવાર સાંજ એકેક ગોળી પાણીથી લેવી. |
| અફીણ.... | ૪ ,, | |
| ઝેરકોચલાં | ૬૦ ,, | |
| ભાંગ ...... | ૬૦ ,, | |
| ચણુકબાબ... | ૬૦ ,, | |

જેઓને સ્વપ્નામાં બહુ ધાત જતી હોય તેઓએ રાત્રે થંડા પાણીથી નાહીને સૂવું. જેઓ આસ્તિક હોય તેઓએ સૂવા પેહેલાંનો થોડો વખત ઇશ્વરસ્મરણમાં કાઢવાથી ખરાબ સ્વપ્નાં આવતાં અટકશે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ગમે તેમ કરીને મનને શાંત કરવું જોઇએ. સારી રીત તો એ છે કે ખરેખરી ઉંઘ આવે ત્યાંસુધી મનને કોઈ નીતિના કામમાં રોકવું, અને નિદ્રા આંખમાં ભરાય ત્યારે શય્યામાં જઇ સૂઇ જવું. જાગતાં પથારીમાં પડી રહેવું એ આવાં દરદીઓને સારૂં નથી. જેઓનેખરાબ સ્વપ્નાં આવતાં હોય તેઓએ નીચેની દવા લેવી.

નં૦ ૫

| | | |
|---|---|---|
| એક્સટ્રાક્ટ બેલાડોના...ગ્રેન | ૧ | ઉપરની દવાની ચાર ગોળીઓ કરી તેમાંથી બે ગોળી સૂતી વખતે લેવી. |
| કપૂર ... ................. | ૬ | |
| એક્સ્ટ્રાક્ટ કોનાયમ....... | ૮ | |

મુગલાઇ એદાણા વીર્ય પડતું અટકાવવામાં સારો ફ્રાયદો કરે છે, તેની સાથે તેમાં પૌષ્ટિક ગુણ પણ છે. એખરાને દૂધમાં ઉકાળી પાવાથી પણ ફ્રાયદો થશે.

આ સિવાય ફૉસફરસ, લોહ, ઝેરકોચલાં, કૉડલિવર તેલ, ઈસ્ટનસિરપ વિગેરે બહુ દવા અપાય છે. ફૉસફરસની ગોળીઓ અને ઇસ્ટનસિરપ તૈયાર આવે છે.

આ દરદમાં બીજી એક અગત્યની બાબત ઉપર ધ્યાન આપવાનું છે. તે એ કે વીર્ય થોડા દિવસ બંધ રહેવાથી તેને નીકળવાનો રસ્તો ન મળે, તો તે પાછું આપોઆપ માર્ગ લે છે, અને તેથી સ્વપ્નું આવે છે. જેમ નબળી હોજરી ઘણો ખોરાક રાખી શકતી નથી, પણ ઉલટી કે દસ્ત વાટે કાઢી નાખે છે, તેમ નબળી નસો વીર્યનો ઘણો જથો ટકાવી શકતી નથી. માટે પંદર પંદર દિવસે એક વખત જેઓને સ્ત્રી હોય તેઓએ સ્ત્રીસંગ કરવો. વીર્યની ખામીના દરદીઓને સ્ત્રીસંગથી દૂર રહેવું જોઈએ; પણ આ દરદમાં યોગ્ય અવસરે સ્ત્રીસંગની જરૂર છે. આ નિયમ રાખવાથી ધીમે ધીમે ધાતુનો અટકાવ નસો કરી શકશે; અને પછી ગમે તેટલા દિવસ પરહેજ રહ્યા છતાં સ્વપ્નમાં આવશે નહીં, કે મુત્રમાં ધાતુ જશે નહીં.

ઉપરના ઉપાય ચાલુ રાખતાં કોઇ દિવસ સ્વપ્નામાં ધાત જાય, તો તરત પથારીમાંથી ઉઠી, પેસાબ કરી, પાણીથી એ ભાગ ધોઈ નાખી કોરો કરવો, અને પછી સુઇ જવું.

આ દરદમાં કર્ત્તા શું ઔષધો વાપરે છે તે પાછળ ઔષધના પ્રકરણમાં જોવાથી માલુમ પડશે.



## ૪ वंध्यदोष ( Barrenness. ) વાંઝિઆપણું.

આ દોષથી પીડાતા ઘણા દરદીઓ ઠામઠામ જોવામાં આવે છે. તાલેવર કુટુંબોમાં મુખ્યત્વે કરીને આ રોગ વધારે પ્રસરેલો છે. પ્રજોત્પત્તિ ન થવી એ દુનિયાંમાં મોટામાં મોટું દુઃખ છે, સંસારમાં રહેવાનું સાર્થક પ્રજોત્પત્તિજ છે. જેઓ છોકરાંનાં માતાપિતા હોયછે તેઓ છોકરાં વગરનાંને કેટલું દુઃખ અને સંતાપ થાય છે એ જાણતાં નથી. પણ જેઓ કમનસીબ હોય છે તેઓ છોકરાંમાટે અનેક ફાંફાં મારે છે, અને હજારો રૂપિયા ખરાબ કરે છે. ખરૂં કારણ જાણ્યા સિવાય આ રોગ મટતો નથી. કેટલાક આ રોગ સારો થતોજ નથી એમ માને છે, પણ એ વાત પૂરે અંશે ખરી નથી. જો દરદી કોઇ વાત ન છુપાવતાં પોતાની સઘળી હકીકત કોઇ કુશળ ડાકટર અથવા વૈદ્યને કહે છે, તો તેનો ઇલાજ થઇ શકે છે; અને તેનો મનમાનતો લાભ ઘણા દરદીઓને મળે છે.

**કારણ:**—આ રોગ બે પ્રકારનો છે. એક તો કુદરતી રીતેજ માણસ વાંઝિયું રહે છે. અને બીજું કૃત્રીમ કારણથી એટલે પોતાની એવી કોઇ ભૂલથી, કે જે ભૂલ તેઓ સુધારી શકે તો પ્રજોત્પત્તિ થાય. શરીરનાં બધાં અંગો તંદુરસ્ત હોય, અને ઉત્પાદક ઇંદ્રી પણ સારી સ્થિતિમાં હોય, તે છતાં છોકરાં ન થવાં એ કુદરતી વાંઝિયાપણુ છે. આમ થવાનું એક કારણ એ છે કે સ્ત્રી પુરૂષો એકજ ચેહેરાંનાં હોય તો છોકરાં ઘણુંકરીને થતાં નથી. કારણ કે કુદરતી નિયમ એવો છે કે સંયોગ બે જૂદા જૂદા સ્વભાવની ચીજોનોજ થાય છે. આથી એકજ કુટુંબમાં અથવા નજીકના સંબંધીઓમાં પરણવાનો રિવાજ બંધ પાડવો જોઇએ. સ્ત્રી પુરૂષની બંનેની પ્રકૃતિ ગરમ હોય અથવા થંડી હોય, તોપણ છોકરાં થવાનો થોડો સંભવ છે. પ્યારની ખામી એ પણ

એક આ દરદનું કારણ છે. જેઓનાં અંતઃકરણ જોડાયેલાં નથી હોતાં તેઓનાં વીર્યો જોડવાં મુશ્કેલ છે. પ્રજોત્પત્તિના દરેક અવયવોમાં જે જુસ્સો અને ચંચળાઇ આવે છે તે ખરા પ્યારને લીધેજ આવે છે. વૈદકના આ નિયમને આધારેજ વ્યભિચારનાં છોકરાં વધારે મજબૂત અને ચાલાક નીકળે છે. વિધવાઓમાં ચાલતી અનીતિમાં ઘણુંકરી પેહેલીજ મુલાકાતે જે ગર્ભ રહી જાય છે, અને જેથી બાળહત્યાના ગુન્હા હાલ સાધારણ થઇ પડ્યા છે, એનું કારણ પણ એ પ્યાર અથવા અંતઃકરણનો યોગજ ગણી શકાય. વળી બળાત્કાર સંયોગમાં ગર્ભ રહેવાનો દાખલો કોઇ જોવામાં આવ્યો નથી. આથી સિદ્ધ થાય છે કે, સ્ત્રીપુરૂષ વચ્ચેનો પ્યાર એ પ્રજોત્પત્તિમાં અતિશય મદદ કરે છે. કુદરતી રીતેજ અવયવો નબળા હોય તેથી પણ છોકરાં થતાં નથી. જનનેંદ્રી નબળી હોય, અથવા તેને મદદ કરનાર કોઇ સ્નાયુ કે બંધન દુર્બળ હોય, તોપણ બાલોત્પત્તિ થવામાં અડચણ આવે છે. કેટલીક વખત વીર્યવાહિનીઓમાં કાંઇ અડચણ હોવાથી વીર્ય નીકળતું નથી, અથવા અપૂર્ણ જથામાં નીકળે છે. વીર્યાશયમાં કાંઇ હરકત હોય તેથી પણ આ રોગ થાય છે. સંયોગજન્ય રોગ, જેવા કે ટાંકી, પ્રમેહ, એવાથી ખરાબ થયેલ શુક્રથી પણ છોકરાં ઘણુંકરીને થતાં નથી. જેઓનાં શરીર ફૂલી જાય છે તેઓ, અને જેઓ અતિશય દુર્બલ હોય છે, તેઓને છોકરાં થતાં નથી. અતિવિષયની લત, હસ્તદોષ, વિગેરે આગળ કહેવાયલા રોગથી પણ આમ બને છે. બહુ દારૂ પીનારાઓ અને અકરાંતિયાપણે ખાનારાઓને પણ પ્રજા થતી નથી. આ સિવાય સ્ત્રીઓની કેટલીક ખામીથી પ્રજા ઉત્પન્ન થતી નથી. તે સ્ત્રીરોગનાં હવે પછી છપાતાં પુસ્તકમાં સવિસ્તર આવશે. આ રોગમાં પુરૂષ કરતાં સ્ત્રીઓમાં વધારે દોષ હોય છે. એ બધાનું સવિસ્તર વર્ણન બીજાં પુસ્કતમાં કરવામાં આવશે.

**ઈલાજ:**—જે જે કારણો મળી આવે તે દૂર કરવાં. કુદરતી રીતે પ્રજા ન થાય એમ બનેજ નહીં. કારણ કે ઇશ્વરની ધારણા દુનિઆંનો

વધારો કરવાનીજ છે. ઘણુંકરી આપણી ભૂલનાજ આપણે ભોગ થઇ પડીએ છીએ, માટે એ ભૂલો સુધારવી. કોઇ સંયોગજન્ય રોગ થયો હોય તો તેમાંથી મુક્ત થવાને યોગ્ય ઈલાજ કરવા. સ્ત્રીમાં એકાદ રોગ હોય તો તેનો ઇલાજ કરવો. અવયવોમાં કોઈ ખામી હોય તો તે પણ સુધરી શકે છે. માનતા અને બાધા રાખવાની ટેવ છોડી ઔષધને રસ્તે ચડવું. વીર્ય ઓછું અને નબળું હોય તો, દૂધ, ઇંડાં, દૂધપાક, વિગેરે પુષ્ટીકારક ખોરાક ખાવો. યુનાનીમાં ચકલીનાં ભેજાં વીર્ય માટે ઉત્તમ લખ્યાં છે પણ તે તેમજ ઈંડાં મુસલમાનો અને જેઓને ખપતાં હોય તેઓજ વાપરી શકે છે.

ચોપચીનીની દૂધમાં કીટી કરી સાકરમાં તેનો પાક કરી ખવરાવવાથી વીર્યની ખામી દૂર થશે. ગરમ પ્રકૃતિવાળાએ આ પાક ન ખાતાં કોળાંનો પાક ખાવો. કોળાંની છાલ ઉતારી તેને ખમણવું; અને એક કડાઇમાં ચૂલા ઉપર બાફી, ચાસણી કરી, તેમાં બદામ પિસ્તાં વિગેરે યોગ્ય મસાલો નાખી પાક તૈયાર કરી તે વાપરવો.

ગાજર પતાળૂ આ કામમાં બહુ ઉપયોગી છે. તેને પાણીમાં બાફી મુરબ્બા જેવી ચાસણીમાં નાંખી મુરબ્બો કરવો; અને હંમેશાં સવારમાં ત્રણથી ચાર રૂપિયા ભાર ખાવો.

શરીર જાડું થઈ ગયું હોય તો કસરત કરવાની ટેવ પાડવી; પાણી થોડું પીવું; અને જેઓ નવરા બેસી રહેતા હોય તેઓએ ઉદ્યમી થવું; મનમાં કોઈ જાતની ફિકર રહે એવું કરવું; આથી શરીર ઘટશે. નબલાં શરીરવાળાએ યોગ્ય કસરત કરી પુષ્ટીકારક ખોરાક ખાવો.

સંયોગજન્ય રોગથી જેઓને છોકરાં ન થતાં હોય, તેઓએ તે તે રોગના પ્રકરણમાંથી ઇલાજો કરવા.

જનનેંદ્રીના કોઇ સ્નાયુ કે બંધનમાં અપૂર્ણતા જેવું હોય, તો વીજલી લગાડવી, અને હસ્તદોષના વિષયમાં કહેલા લેપમાંથી એકાદ વાપરવો.

જેઓને વીર્યજ ન નીકળતું હોય તેઓ માટે કાંઇ ઈલાજ નથી. પણ પ્રમેહથી મુત્ર માર્ગમાં થયેલ સોજાને લીધે, અથવા મુત્રછિદ્ર નાનું થવાને લીધે, વીર્યનો અટકાવ થતો હોય તો કોઇ હુશિઆર ડાક્ટર પાસે તે માર્ગ ખુલ્લો કરાવવો.

આ સિવાય બીજાં જે કારણો મળી આવે તે દૂર કરવાં. આ રોગમાં એવી જૂદી જૂદી બાબતોનો સમાવેશ થાય છે કે, દરદી ઘણું કરી એક કારણનો નિશ્ચય કરી શકતો નથી; અને તેથી તે પોતે પોતાનો વૈદ્ય બની શકતો નથી. માટે એવી બાબતમાં કોઇ યોગ્ય માણસની સલ્લાહ લેવી.

માણસોની પ્રકૃતિ એવી જૂદી જૂદી જાતની થાય છે, કે આ રોગ ને માટે એક ચોકસજ ઉપાય આપણે લખી શકીયે નહીં. આ વિષયમાં ઘણાં ઓસડો વપરાય છે. અને જો પ્રકૃતિને બરોબર ઓળખીને ઉપચાર થાય છે તો તે બહુધા નિષ્ફલ નથી થતો. આટલા માટે દૂર રહેલા દરદીઓની તબિયતથી વાકેફ થવું જોઇએ. આ ઇરાદાથી પુસ્તકના પાછલા ભાગમાં દરદીઓને પૂછવાના સવાલોનું એક લિસ્ટ રાખેલું છે તે પ્રમાણે યોગ્ય ખુલાસો આવશે, તો કર્ત્તા આશા રાખે છે કે તે ઘણા કમનસીબ માણસોને સંતોષ આપી શકશે. કારણકે આજ સુધીમાં એ વિષયમાં સારો અનુભવ મળેલો છે.



## ૬. प्रमेह (GONORRHŒA) પરમો.

સંયોગજન્ય ઇંદ્રિયરોગમાં આ રોગ મુખ્ય થઇ પડયો છે. થોડાજ આદમીઓ આની થોડી કે ઘણી પીડામાંથી મુક્ત રહ્યા હશે. એટલાં જુદાં જુદાં કારણોમાંથી તે થાય છે કે, એક અથવા બીજી ભૂલ આપણાથી થયા વિના રહેતી નથી; અને તેથી એનો ભોગ થઈ પડાય છે. એક વખત થયા પછી થોડા કાળ અદૃશ્ય રહી તે એકાએક પાછો દેખાઈ આવે છે. આના ઘણા ભેદ છે; અને કેટલાક તો સારા થવા પણ મુશ્કેલ છે. આ રોગને ઘણુંકરી બધા માણસો સહજ ઓલખી શકેછે. ખરાબ સ્ત્રીના સંગમથી પેશાબ બહાર આવવાની નળીમાં તીક્ષ્ણ વરમ થાય છે, અને તેથી પેશાબમાં આગ બળે છે, તથા દુખાવાની સાથે પેશાબ કરતી વખતે પરૂ નીકળે છે. આ રોગને ઉપરના નામથી ઓળખવામાં આવે છે.

**કારણ:**—વારાંગના અથવા ગણિકાઓ, કે જેને ત્યાં ઘણા લોકોનો પરિચાર હોય છે, ત્યાંથી તેની ઉત્પત્તિ થવાનો વિશેષ સંભવ છે. રજસ્વલાના વખતમાં પણ સ્ત્રીગમન થવાથી આ રોગ થાય છે. જે સ્ત્રીને ધાત જતી હોય અથવા યોનીનો એકાદ રોગ હોય, તેની સાથે ગમન કરવાથી પણ આ રોગ ઉત્પન્ન થાય છે. અનિયમિત અથવા અતિશય વિષયમાંથી પણ પ્રમેહની ઉત્પત્તિ છે. સંધિવા અને નજલાનાં દરદમાં પણ ધાતુ જવી શરૂ થાય છે, અને તેમાંથી પણ પરમો થતો માલમ પડયો છે. પેશાબ ઉતારવા માટે જે સળીયો નાખવામાં આવે છે તે નાખનાર કોઈ અણઘડ હોવાથી મુત્રમાર્ગમાં કાંઇ અડચણ થવાથી આ રોગ થવાનું એક કારણ મળે છે. દેશીવૈદ્યકના ગ્રંથકારોનો એવો મત છે કે, એકજ સ્થળે ઘણી વાર બેસવાની ટેવથી, ઘણી નિદ્રા કરવાથી, લાંબો વખત દહીં ખાવાની ટેવ પાડવાથી, સાકર, ગોળ, ઇત્યાદિ મિષ્ટ અને કફકારક પદાર્થોનું અતિ સેવન કરવાથી, નવાં તાજાં અન્ન ખાવાથી, પાલર પાણી પીવાથી, પ્રમેહનો રોગ થાય છે.

જેઓને પ્રમેહ થાય છે તેમાંના કેટલાક ખરૂં કારણ છુપાવી કહે છે, કે ગરમ ચીજો ખાવાથી અને તડકામાં રઝળવાથી આ રોગ થયો છે; પણ તેઓનું એ બોલવું સત્ય નથી. કેમ કે ખરો પ્રમેહ આવાં કારણથી થતો નથી. પ્રમેહ ચેપ લાગવાથી પણ થાય છે. પ્રમેહવાળા દરદીનો ચેપ લઈ બીજાને લગાડવામાં આવે તો તે બીજાને થયા વિના રહેતો નથી. ઘણાં મરચાં અને દારૂ વિગેરે ગરમ પદાર્થો ખાવાથી પેશાબમાં બળતરા થાય છે ખરી, પણ તે ખરો પ્રમેહ નથી. પ્રમેહમાં જેમ પરૂ નિકળે છે, તેમ બીજાં કેટલાંક કારણોથી, જેમકે હસ્તદોષ વિગેરેથી પણ, પરૂ નિકળે છે; પણ આ પરમાની નિશાની નથી.

**ચિન્હ:**—સ્ત્રીસમાગમ કર્યા પછી ચારથી દસ દિવસ સુધીમાં આ રોગ દેખાવ દેછે. કેટલાક દરદીઓને બેથી પાંચ દિવસ સુધીમાં પણ આ રોગ લાગુ પડયો છે; અને કેટલાકને દસ દિવસ વીત્યા પછી પણ થતો જોવામાં આવેછે રોગની શરૂઆતમાં ઉત્પાદક ઇંદ્રીના મુખ ઉપર ખરજ આવે છે, મુત્ર છિદ્ર લાલ થઇ આવે છે, તેપર જરા સોજા જેવું લાગે છે, અને તે જરાખુલ્લું પડેછે, તથા તેમાંથી પેહેલાં તો શ્લેષ્મ જેવો ધોલો પદાર્થ નીકલેછે. ખરજમાંથી વધતાં વધતાં તણખા મારવા લાગે છે; શ્લેષ્મ પદાર્થને બદલે હવે પરૂ નિકળવા માંડે છે; પેશાબ કરતાં આગ બળે છે, અને તણખો મારે છે; પેશાબ થોડે થોડે ઉતરે છે, અને દરદીને હાજત બહુ રહ્યા કરે છે; કેટલીકવાર પરૂ મોટા જથામાં નીકળે છે, અને આખો દિવસ વહ્યાં કરે છે. ધીમે ધીમે શરૂઆતનું પરૂ તેનો રંગ બદલીને પીળું થાય છે, અને જો મુત્રમાર્ગનો સોજો ઘણો હોય તો લીલાશ પણ પકડે છે; વખતે પરૂ સાથે લોહી પણ હોય છે. કેટલીક વખત જાડું મલાઇ જેવું નીકળે છે. આ ચિન્હો સાથે શરીરમાં તાવ ભરાઇ આવે છે. શરીર બેચેન બને છે. જેમ જેમ દરદ વધતું જાય છે, તેમ તેમ જનનેંદ્રીને સોજો થતો જાય છે, વૃષણમાં એક જાતનો ભાર લાગે છે, કમ્મરમાં અને તેની આસપાસના સાંધામાં દુખાવો થાય છે, મુત્રમાર્ગની સ્થિતિ ઉશ્કેરાયલી હોવાથી પેશાબ નીકળતી વખત તે અનિયમિત

રીતે દબાય છે, અને તેથી પેશાબની ધાર એક કરતાં વધારે હોય છે. રોગનું જોર પૂર્ણ રૂપમાં પ્રકાશ્યા પછી મુત્રાશયમાં અને મુખ્યત્વે કરીને તેના મુખ પાસે દુખાવો થાય છે. કેટલીક વખતે મુત્રદ્વાર સૂજીને નાનું થઇ જાય છે. આ રોગમાં કેટલીક વખત બદ પણ થઇ આવે છે. ઘણુંકરીને તે પાકતી નથી. કેટલાકનાં વૃષણ સૂજી આવે છે; શિશ્ન વખતો વખત આપોઆપ જાગૃત થાય છે; અને કોઇ વખત તે રાત્રે જાગૃત થઈ વાંકું વળી જાય છે, અને અત્યંત પીડા કરે છે. કેટલાકને આ રોગમાંથી સંધિવાનાં ચિન્હો પણ જણાય છે. કેટલાક દરદીઓની આંખ સૂજી આવે છે. આ રોગમાં બેકાળજી રાખવાથી કેટલીકવાર મુત્રગાંઠ થઇ મુત્રમાર્ગનો સંકોચ થાય છે, અને હંમેશને માટે દરદીને સોસવું પડે છે. મુત્રમાર્ગમાં દરદનું સ્થળ નજીક હોય તો પરૂ થોડું આવે છે; પણ જેમ જેમ અંદરના ભાગમાં હોય તેમ પરૂનો જથો વધે છે, તથા બેસણીના ભાગમાં કળતર થાય છે.

આ રોગ ઉપાય કર્યા વગર લાંબો વખત રહેવાથી, તેમાંથી જેને આપણે જૂનો પ્રમેહ કહીએ છીએ તે થાય છે. પંદર-વીસ દિવસ પછી પરૂનો રંગ બદલાવા માંડે છે, વેદના કમ થાય છે, અને પેશાબમાં બળતી આગ ધીમે ધીમે નરમ પડે છે.

આ રોગ ઘણા દિવસ રહેવાથી શરીરમાં ખભા ઉપર, વાંસામાં, સાથળના મૂળમાં, છાતી ઉપર, એમ શરીરના જૂદા જૂદા ભાગમાં પીટિકા એટલે નાની ફોડકીઓ થાય છે, જેને **પ્રમેહપીટિકા** કહે છે. કેટલાકને વચમાં ઉંડી અને કોર ઉપડતી એવી ફોડકીઓ થાયછે, તે **શરાવિકા** કહેવાયછે. સરશવના દાણા જેવી પીળી કેટલીક થાયછે તે **સર્ષપિકા** કહેવાયછે. કેટલાકને મસૂરની દાળ જેવી ફોડકીઓ થાયછે, તેને **મસૂરિકા** કહે છે. કોઇને રાતી અને કાળાશ પર પણ ફોડકીઓ થાય છે.

પ્રમેહનાં જૂદાં જૂદાં લક્ષણો ઉપરથી દેશી ગ્રંથકારોએ પ્રમેહના જૂદા જૂદા ભાગ કર્યા છે. શરીરમાં રહેલા વાત, પિત્ત, અને કફ એ દોષોના કોપથી જૂદી જૂદી જાતનાં સ્વરૂપવાળા પ્રમેહ થાય છે. કફથી

થયેલા દશ પ્રમેહ સાધ્ય છે; પિત્તથી થયેલા છ પ્રમેહ કષ્ટસાધ્ય છે; અને વાતથી થયેલા પ્રમેહ અસાધ્ય ગણાય છે. કફથી થયેલા દશ નીચેની નિશાનીઓથી જણાય છે, અને તે પ્રમાણે તેઓનાં નામ પડયાંછે: —

૧ જ્યારે રોગીનું મુત્ર સ્વચ્છ, પુસ્કળ, ધોળું, અને ગંધરહીત હોય, પાણી જેવું અથવા લગાર મેલું હોય, ત્યારે તેને ઉદક–મેહ જાણવો.

૨ શેરડીના રસ જેવો અત્યંત મીઠો પેશાબ ઉતરે, તે ઇક્ષુમેહ કહેવાય છે.

૩ જે પેશાબ રાતવાસી રહેવાથી ઠરી કે જામી જાય છે, તેને સાંદ્રમેહ કહે છે.

૪ સુરા–મેહમાં જે પેશાબ આવે છે તે, જેમ વાસણમાં મેલું પાણી પડયું હોય તે ઉપરથી સ્વચ્છ તથા નીચે જાડું મેલું લાગતું હોય, એવો લાગે છે.

૫ પિષ્ટ–મેહમાં જે પેશાબ થાય છે, તે પલળેલ લોટ જેવો જાડો અને ધોળાશ ઉપર હોય છે.

૬ વીર્ય જેવો અથવા વીર્યવાળો પેશાબ આવે તેને શુક્રજમેહ કહે છે.

૭ પેશાબમાં રેતીના કણ જેવાં ઝીણાં રજ:કણો દેખાય છે, તેને સિકતા–પ્રમેહ કહે છે.

૮ શીત–મેહમાં મીઠો અને અતિશય શીતળ પેશાબ ઉતરે છે.

૯ શનૈર્મેહમાં પેશાબ ટીપે ટીપે ઊતરે છે.

૧૦ લાલા–પ્રમેહનો પેશાબ લાળ જેવો ચીકણો અને તંતુઓવાળો તથા તેલિયા રંગનો હોય છે.

ઉપર કહેલા કફજન્ય પ્રમેહો બીજા કરતાં સેહેલાઇથી મટી શકે છે. આવા પ્રમેહના દરદીઓને અન્ન પાચન થતું નથી, અરૂચિ થાય છે, ઉલટી આવે છે, કોઇવાર તાવ ને ઉધરસ પણ જણાય છે, અને કેટલીક વાર શરદી થઇ આવે છે.

પિત્તના દોષથી છ જાતના પ્રમેહ થાય છે. તેનાં નામ નીચે મુજબ:—

૧ જે પેશાબની ગંધ ખારાના અથવા એવા બીજા ક્ષારના પાણી જેવી આવે છે, અને રંગમાં તથા સ્પર્શ કરતાં પણ જે ક્ષારના પાણી જેવો લાગે છે, તેને ક્ષાર-પ્રમેહ કહે છે.

૨ ચાષપક્ષીના રંગના જેવો આસમાની રંગનો પેશાબ આવતો હોય તો, તે નીલ-મેહ કહેવાય છે.

૩ કૃષ્ણમેહી દરદીનો પેશાબ કાળા શાહી જેવા રંગનો થાયછે.

૪ હરિદ્રા-મેહમાં જે પેશાબ થાય છે તે રંગે હળદરના રંગ જેવો, સ્વાદમાં તીખો, અને ગુણમાં ઉષ્ણ હોય છે.

૫ માંજિષ્ટ-મેહથી થનારો પેશાબ આમ-ગંધી અને મજીઠના ઉકાળા જેવો હોય છે.

૬ રક્ત-મેહનો પેશાબ દુર્ગંધવાળો, અત્યંત ગરમ કિંવા ઉષ્ણ, ખારો, અને લોહીના જેવો લાલ થાય છે.

ઉપરના પિત્ત જન્ય પ્રમેહ કષ્ટ-સાધ્ય એટલે મુશ્કેલીએ મટે એવા છે. એના દરદીઓને મળદ્વાર અને શિશ્નમાં સુઇઓ ઘોંચ્યા જેવી પીડા થાય છે. કેટલાકને અંડકોશ પરની ચામડી પાકીને ફાટે છે; જ્વર આવે છે; અને તરસ લાગે છે; ખાટા ઓડકાર આવે છે; અને દસ્ત પાતળો થાય છે. કેટલાકને એવી પીડા થાય છે કે મૂર્છા પણ આવી જાય છે.

### વાતથી અથવા વાયૂથી થનારા પ્રમેહ.

૧. વસા-મેહના દરદીનો પેશાબ ચરબીયુક્ત અથવા ચરબી જેવો આવે છે, અને વારંવાર થયા કરે છે.

૨. મજ્જા-મેહમાં જે પેશાબ થાય છે તે મજ્જા મિશ્રિત હોય છે, અને વારંવાર થાય છે.

૩. ક્ષૌદ્ર-મેહથી થતો પેશાબ તૂરો, મીઠો, અને ચીકણો હોય છે.

૪. હસ્તિ–મેહમાં જે પેશાબ થાય છે તે, કોઇ મદગજના (મદવાળા હાથીના) ગંડસ્થલમાંથી જેવો મદ ઝરે છે તેવો, વેગરહીત અને થોડે થોડે થાય છે.

ઉપરના ચાર વાત પ્રમેહ અસાધ્ય ગણાય છે. તેમાં ઉદાવર્ત, ગળું, અને હૃદય એનો નિરોધ થાય છે; સર્વ રસ ભક્ષણ કરવાની રોગીની ઇચ્છા થાય છે; શૂળ ફૂટે છે; ઉંઘ ઉડી જાય છે; અને પાણીનો શોષ પડે છે. કેટલાકને ઉધરસ થાય છે, અને શ્વાસ પણ ચડેછે.

આ સિવાય મધુ–મેહ કરીને એક પ્રમેહની જાત થાય છે. એ વિષય અગત્યનો હોવાથી તેનું જૂદું વર્ણન કરવામાં આવ્યું છે.

જે રોગીની પાચન શક્તિ કમ થઇ ગઇ હોય છે અને ખોરાક પચતો નથી, જેને મુત્રસ્રાવ અતિશય થાયછે, જે રોગીને પ્રમેહના ઉપદ્રવ રૂપે ફોડલીઓ શરીરમાં નીકળે છે, અને જેનો રોગ ઘણાં વરસનો જૂનો થઈ શરીરમાં ઘર કરી ગયો હોય છે, તેનો રોગ મટવાનો નથી એમ વૈદ્યોનું માનવું છે.

**ઉપાયઃ**—આ રોગ તરત મટવામાં જેમ સારાં ઓસડની જરૂર છે તેમ દરદીના બાંધા ઉપર પણ કેટલોક આધાર રહે છે ખરો. જો દરદી શરીરે તંદુરસ્ત હોય, અને વારસામાં મળેલા કોઇ રોગથી તે પીડાતો ન હોય, તો ઘણુંકરીને તરત આરામ થાય છે. જો દરદી તંદુરસ્ત હોય, અને દરદ થતાંજ આવ્યો હોય, તો બેસણી ઉપર શિશ્નના મૂળની આસપાસ થોડી જળો મૂકવી, તેથી અતિશય થતી વેદના તથા સોજો નરમ પડશે. પણ જો સોજો કે બળતરા બહુ સખત ન હોય, અથવા દરદીની સ્થિતિ પૂરતી જોરાવર ન હોય, તો જળો મૂકવી નહીં. શિશ્નને ગરમ પાણીથી ધોવું, અથવા થોડી વાર શેક કરવો. ઘણુંકરી આવા રોગોમાં સ્વચ્છતા રાખવી એ ઘણું ઉપયોગી છે, અને ઔષધોપચારને મદદ કરે છે. સહન થાય એવું ગરમ પાણી કરી દરદીને થોડી વાર તેમાં બેસાડવો, અથવા એકાદ લુગડાંને ગરમ પાણીમાં બોળી ઇંદ્રી ઉપર બાંધવું. દરદીને દસ્ત સાફ લાવવા માટે

થોડું એરંડિયું અથવા એવી બીજી સૂક્ષ્મરેચક ઔષધી આપવી. સખત જુલાબથી દૂર રહેવું. પેશાબ ન બળે એટલા માટે સોડા અથવા પોટાશના ક્ષાર વાપરવા. પેશાબનો રેચ આપવો; દૂધ અને પાણી ભેળાં કરી પીવાં; જવનું પાણી ઉકાળી પીવું; અથવા ચોખાનું ધોણ પીવું. જરૂર જણાય તો તેમાં જરા સોડા નાખવો.

નં૦ ૧.

જો દરદીને તાવ ન આવતો હોય તો, **બાલસમ કોપેબાનાં** આઠથી દસ ટીપાં પતાસાં ઉપર અથવા ખાંડ સાથે દિવસમાં ત્રણ વખત લેવાં; અથવા નીચેનું ચૂર્ણ તૈયાર કરી વાપરવું:—

નં૦ ૨.

ચણકબાબ .........તોલા ૮. ફટકડી......... તોલા ૨.

ઉપરની દવાને મેળવી તેમાંથી દસથી બાર વાલ જેટલી થંડા દૂધમાં કે પાણીમાં લેવી.

જો પેશાબમાં આગ બહુ બળતી હોય, તો ઉના પાણીમાં બેસવું; અને નીચેની દવા તૈયાર કરી તેમાંથી $\frac{1}{8}$ ભાગ દિવસમાં ચાર વખત આપવો.

નં૦ ૩.

લાઇકર પોટાસ.........ડ્રા. ૧ આલ્મંડમિક્ષ્ચર...ઔં. ૬.

ટિંક્ચર હાયોસાઇમ .. ડ્રા. ૧.

આલ્મંડમિક્ષ્ચર એટલે બદામનું મિશ્રણ નીચે પ્રમાણે બને છે.

મીઠી બદામ...ઔં. ૮. સાકર ઔં. ૩. ગુંદ...ઔં. ૧.

એને ખાંડી ભૂકો કરી, તેમાંથી ઔંસ ૨॥ લઇ તેમાં એક પાઇન્ટ પાણી નાખવું. એટલે બદામનું મિશ્રણ તૈયાર થયું. તેમાંથી ઉપલી દવામાં જોઇએ તેટલું વાપરવું.

જો શિશ્ન વખતોવખત આપોઆપ જાગૃત થઈને અતિશય પીડા થતી હોય, તો થંડા પાણીમાં તેને બોળવું, અથવા પાણીમાં બોળેલ લુગડું બાંધી રાખવું, તે છતાં શાન્તિ ન થાય, તો રાત્રે સૂતી વખતે

**એકસ્ટ્રાકટ ઓફ બેલાડોના** તે ઉપર લગાવવું; અને નીચેની દવા પણ રાતે સૂતી વખતે ખાવી.

નં૦ ૪.

| | |
|---|---|
| એકસ્ટ્રાકટ બેલાડોના......ગ્રેન ૮<br>,, કોનાઇ.........ગ્રેન ૮<br>,, હાયોસાઇમ ...ગ્રેન ૮<br>,, પેપેવર.........ગ્રેન ૮ | એ દવા મિશ્ર કરી તેમાં થી બાર ગોળી કરી, તે માંથી એક રાત્રે લેવી. |

જો સોજા હોય તો ઉપરની દવાના કરતાં નીચેની દવા આપી પેટ સારૂં રાખવું.

નં૦ ૫.

| | |
|---|---|
| સોનાંમુખી .........તોલો ૧।<br>ધાણા ...............તોલો ૦।<br>જીરૂં ..............તોલો ૦।<br>સુંઠ ...............તોલો ૦॥ | આ દવાનો ગરમ પાણીમાં ચા કરવો; અને પછી તેમાં બે તોલા વિલાયતી મીઠું નાખી સવારમાં એક વખત લેવો. |

નં૦ ૬.

લાઇકર આમોનિઆસિટેટીસ........................ ૨ ઔંસ.
પોટાસાઇ એસીટસ...................................૯૦ ગ્રેન.
ગુંદનું પાણી (મ્યુસિલેજ ઍકેશ્યા)................... ૧ ઔંસ.
કપૂરનું પાણી (ઍકવા કેમ્ફોરા) ................... ૩ ,,
એ દવા મિશ્ર કરી દિવસમાં ચાર વખત તેનો $\frac{1}{8}$ ભાગ આપવો.

નં૦ ૭.

પેશાબ બહુ બળતો હોય તો, ઓથમી જીરૂં તોલો ૦॥ માં સાકર તોલો ૦॥ મેળવી પાણીથી ખાઇ જવું; અથવા અળસીની ચા થોડી થોડી દિવસમાં ચાર પાંચ વખત પીવી. ગોખરૂનો કવાથ કરીને પાવાથી પણ બળતરા ઓછી થશે.

ઉપરની દવાઓથી ફાયદો ન થાય તો નીચેની દવા બનાવી વાપરવી. .તેમાંથી દિવસમાં ત્રણ વખત પાવીઃ—

નં૦ ૮.

બાલસમ કોપેબા ..............૬૦ ટીપાં.

ટિંક્ચર હાયોસાઇમ ............૯૦ ટીપાં.

લાઈકર પોટાસી....................૪૫ ટીપાં.

ગુંદનું પાણી .......................૧ ઔંસ.

સાદું પાણી .........................૨॥ „

(ગુંદનો ભૂકો ઔંસ ૪ ને ચોખું પાણી ઔંસ ૬ મેળવવાથી ગુંદનું પાણી બને છે.)

નં૦ ૯.

ઉપરની દવાથી આરામ ન જણાય, તો **ગરજન**નું તેલ ટીપાં ૪૫ લઈ, તેમાં ત્રણ ઔંસ દૂધ નાખી, દિવસમા ત્રણ વખત પીવું. સુખડનું તેલ પણ આ દરદને સારો ફાયદો કરે છે. તેનાં દશ ટીપાં પાણીમાં અથવા પતાસાંમાં દિવસમાં ત્રણ વખત લેવાં.

જો શિશ્નમાં અતિશય પીડા થતી હોય, વાંકું વળી જતું હોય, સૂયા ભોંકવા જેવું દરદ થતું હોય, તો નીચેની દવા લેવી:—

નં૦ ૧૦.

| | | |
|---|---|---|
| કપૂર................ ગ્રેન ૯ | rowspan | આ દવાની ત્રણ ગોળીઓ કરી |
| અફીણ................. „ ૧ | | દર રાતે સૂતી વખત પાણીથી |
| ગુંદરનો ભૂકો.......... „ ૯ | | ગળી જાવી. |

દેશી વૈદ્યકમાં દરેક જૂદી જૂદી જાતના પ્રમેહ ઉપર જૂદાં જૂદાં ઓસડો છે; અને જો રોગનાં લક્ષણો બરોબર ઓળખી વાપરવામાં આવે, તો તરત ફાયદો થાય છે. કફ પ્રમેહના જૂદા જૂદા ભેદ ઉપર નીચે પ્રમાણે ઔષધો વપરાય છે.

નં૦ ૧૧ જલ-પ્રમેહ ઉપર કાયફળ, નાગર મોથ અને લોદર સરખે વજને લઇ તેનો કાઢો, અથવા પારિજાતનો કાઢો પાવો.

નં૦ ૧૨ ઈક્ષુ-પ્રમેહવાળાને કડવા લીંબડાની અંતરછાલનો કાઢો કરીને પાવો.

નં૦ ૧૩ સાંદ્ર-પ્રમેહના રોગીને દારૂહળદર, હળદર, તગર અને વાવડિંગનો કાઢો, અથવા સાજડનો કાઢો, આપવો.

નં૦ ૧૪ સુરા-પ્રમેહ ઉપર કદંબ, સાગનાં છોડિઆં અને અજમાનો ઉકાળો પાવો.

નં૦ ૧૫ હળદર ને દારૂહળદરનો ક્વાથ કરી પિષ્ઠ-મેહવાળાને આપવો.

નં૦ ૧૬ શુક્ર-મેહના દરદીને ધ્રો, મોથ, કરંજ અને કચૂરાનો ક્વાથ આપવો.

નં૦ ૧૭ સિકતા-પ્રમેહવાળાને લીંબડાની અંતરછાલનો કાઢો.

નં૦ ૧૮ શીત-પ્રમેહપર પાહાડમૂળ ને ગોખરૂનો કાઢો દેવો.

નં૦ ૧૯ શનૈર્મેહ ઉપર ત્રિફલા અને ગળોનો કાઢો દેવો.

નં૦ ૨૦ લાલામેહવાળાને ત્રિફલા, ગરમાળો અને દ્રાખનો કાઢો કરી પાવો.

આ પ્રમાણે દરેકને માટે જૂદાં જૂદાં દ્રવ્યોનો કાઢો કરીને આપવો. પણ જો દરદનું ખરૂં સ્વરૂપ ઓળખવામાં ન આવે, તો સામાન્ય રીતે પ્રમેહ ઉપર જે ઔષધો આગલ લખાઇ ગયાં છે તેમાંથી, અથવા હવે પછી સર્વ મેહ ઉપર જે ઓસડો લખાશે તેમાંથી એકાદ વાપરવું, એ વધારે સલામતી ભરેલું છે.

નં૦ ૨૧ પિત્ત-પ્રમેહમાંના માંજિષ્ટ-પ્રમેહ ઉપર મજીઠને સુખડનો કાઢો; હારિદ્ર ઉપર વાળો, નાગર મોથ, આંબલાં ને હરડેનો ક્વાથ; નીલ-પ્રમેહ ઉપર પીપલાનો કવાથ, અથવા લીંબડાની અંતરછાલ, આંબલાં ને ગળોનો ક્વાથ; ક્ષાર-મેહ માટે પુષ્કરમૂળ, નાગરમોથ અને હરડેનો ક્વાથ, અથવા ત્રિફળાનો ક્વાથ; કૃષ્ણપ્રમેહ ઉપર લોદર, વાળો, દારૂહળદર અને ધાવડીનાં ફૂલનો ક્વાથ; અને રક્ત પ્રમેહ ઉપર સુંઠ, વરીયાળી અને કમળનો કાઢો દેવામાં આવે છે.

નં૦ ૨૨.

વસાદિ વાતમેહ ઉપર કઠ, કડુ, પહાડમૂળ, ને હીંગનો કાઢો, અથવા ગળો અને ચિત્રાનો કાઢો, પાવો.

આ સિવાય બીજા અનેક ઉપાયો પ્રમેહ માટે વપરાય છે. એકલાં ચણકબાબને ખાંડી ભૂકો કરી, આઠ દશ વાલને આશરે સાકર સાથે

ફાકી લેવાથી ફાયદો થશે. કેટલાક ચણકબાબના ભૂકામાં સુખડનું તેલ દસેક ટીપાં નાખી આપે છે. પેશાબમાં થતી વેદના કમી કરવા માટે બહુફળી, ગોખરૂ, બળદાણા, ગળો, જેઠીમધ, વિગેરેમાંથી એકાદને પલાળી તેનું પાણી વાથી ફાયદો થાય છે. શરીરમાં કોઈ જાતની નબળાઈ આવે તો પ્રમેહ જલદી મટતો નથી. માટે શક્તિ લાવવા માટે લોહનો અર્ક (ટિંકચર ઓફ સ્ટીલ) અથવા એવી કોઇ શક્તિ લાવનાર દવા લેવી. પ્રમેહમાં પૂર્ણ રીતે પરેજી રાખવાની જરૂર છે. મરચાં જેવી ગરમ ચીજ ખાવાથી દૂર રહેવું. સ્ત્રીગમન કરવા પછી તરતજ પિશાબ કરી, પાણી લીધું હોય તો પ્રમેહનું ઝેર વળગવાનો સંભવ નથી. જેઓને દેશી ઔષધો ઉપર આસ્તા હોય, તેઓએ નીચેનાં ઔષધો વાપરવાં. સમગ્ર રીતે કોઇપણ જાતના પ્રમેહ ઉપર તેઓ વપરાય છે; અને તેમાંનાં કેટલાંકની અસર ઘણી સારી થાય છે.

નં૦ ૨૩.

હરડાં, બેડાં, આંબળાં, દેવદાર, દારૂહળદર, ઇંદ્રવારણાંનાં મૂળ, અને નાગરમોથ, એનો ક્વાથ સર્વ પ્રમેહ પર અપાય છે.

નં૦ ૨૪

ખાખરાનાં ફુલ, જેને લોકો કેસૂડાં કહે છે, તેને પાણીમાં બાફી કાઢો કરી પાવો.

નં૦ ૨૫.

વાવડિંગ, હલદર, જેઠીમધ, સુંઠ, ગોખરૂ, એનો ક્વાથ કરી, તેમાં થોડું મધ નાખી પાવાથી પ્રમેહ જાય છે.

નં૦ ૨૬.

આંબલાંનો રસ અને હલદર મેલવી, તેમાં થોડું મધ નાખી પાવાથી ફાયદો થશે. એકલો ગળોનો રસ ને મધ પણ પીવાય છે.

નં૦ ૨૭.

નિર્મલીનાં બી તોલો એક લઈ, તેને છાશમાં વાટી, મધ નાખી પીવાથી સારો ફાયદો થાય છે.

પેશાબને વધારનારી દવાઓથી આ રોગમાં ફાયદો થાય છે; અને જેઓને વેદના થતી હોય તેઓને પેશાબના રેચથીજ ફાયદો થાય છે. એ નેમ પાર પાડવા માટે નીચેની દવા વાપરવી.

નં૦ ૨૮.

એલચી, શિલાજીત, પીપર, પાષાણભેદ, એનું સમભાગે ચૂર્ણ કરી ચોખાના ધોણમાં અથવા પાણી અને દૂધ સરખે ભાગે ભેળાં કરી તેમાં લેવું.

ઉપર લખેલા ઉપાયોમાંથી માફક આવે તે ચાલૂ રાખી, શિશ્નમાં પિચકારી મારવાનું શરૂ કરવાથી આરામ થવામાં મદદ થશે. કેટલાક પ્રમેહનાં ચિન્હો શરૂ થાય ત્યારથીજ પિચકારી મારવાની ભલામણ કરે છે; પણ તેમ કરવાથી ફાયદાને બદલે કેટલીક વખત ઉલટો ગેરફાયદો થાય છે. માટે પ્રમેહનું જોર હલકું પડે, અંદરના સોજા ઉતરી જાય, પરૂ પાતળું આવવા માંડે અને વેદના કમી થાય, ત્યારે નીચેનાં ઓસડોની પિચકારી મારવીઃ—

નં૦ ૨૯.

| | |
|---|---|
| શ્યુગર લેડ........૮ ગ્રેન. | જસતનાં ફૂલ........૫ ગ્રેન. |
| અફીણનો અર્ક ...ાા ડ્રામ. | પાણી...............૮ ઔંસ, |

ઉપરની સઘળી દવા ભેળી કરી, એક કાચના પ્યાલામાં રાખી. તેમાંથી પિચકારી ભરી મારવી. પિચકારી કાચની વાપરવી.

નં૦ ૩૦.

**સોલ્યુશન ઓફ ઝિંક-કલોરાઈડ** ૨૫ ટીપાં લઇ, તેમાં આઠ ઔંસ પાણી નાખી, તે વાપરવું. અથવા નીચેની દવા વાપરવીઃ—

નં૦ ૩૧.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| શ્યુગર લેડ ........ | ૧ | થી | ૪ ગ્રેન×પાણી ઔંસ ૧. | | | | |
| જસતનાં ફૂલ........ | ૧ | થી | ૪ | ,, | ,, | ,, | ,, |
| મોરથુથૂ ........... | ૧ | થી | ૨ | ,, | ,, | ,, | ,, |
| સિલ્વર નાઇ ટ્રેટ.................. | | | ૧ | ,, | ,, | ,, | ,, |

ઉપરનીમાંથી એકાદ દવા તૈયાર કરી પીચકારી મારવી. અનુક્રમે લખેલી દવા વારા ફરતી અજમાવી જોવી. ચાર-પાંચ દિવસ એક વાપરતાં ફાયદો ન જણાય, તો બીજી વાપરવી. પ્રમેહ જેમ જૂનો થાય તેમ પિચકારીની જરૂર વધારે પડે છે. કેટલાક દવા ન ખાતાં ફક્ત પિચકારીજ મારેછે; પણ તેથી ફાયદો થવાનો સંભવ થોડોછે. પિચકારીનું પાણી ધાતુના વાસણમાં ન રાખતાં ચીની વાસણમાં કે કાચના પ્યાલામાં રાખવું. પિચકારી મારતી વખતે ડાબા હાથનો અંગૂઠો અને આંગલીથી મુત્ર છિદ્રને પકડવું; અને પિચકારી ભરાઇ રહ્યા પછી આંગલી ને અંગૂઠાંથી છિદ્રને દાબી થોડી વાર બંધ રાખવું, કે જેથી પ્રવાહી અંદર રહી, તેની ઘટતી અસર થશે. કેટલાકને એવી ટેવ હોય છે, કે પિચકારી મારી રહ્યા પછી પ્રવાહી અંદર જાય એટલા માટે મુત્રમાર્ગને હાથથી મુત્રાશય તરફ દાબતા જાય છે. આ ટેવથી ઘણી ખરાબી થાય છે. દરદીને પીડા થાય છે, એટલુંજ નહીં પણ ઘણા દિવસ આમ કરવાથી મુત્રાશય (બ્લૅડર) નો વરમ થવાની પણ ધાસ્તી રહે છે.

ઔષધો વાપરવાની સાથે કેટલીક પરેજી રાખવાની પણ જરૂર છે. જો બની શકે તો થોડા દિવસ પથારીમાંજ રહેવું. શિશ્ન અને વૃષણને લટકતાં રાખવા કરતાં લુગડાંથી જરા ઉંચાં બાંધી રાખવાં સારાં છે. પેડૂની સાથે ઇંદ્રીને ઢીલા પાટાથી બાંધી રાખવાથી દરદ ઓછું થશે. હરવું ફરવું થોડા દિવસ મોકુફ રાખવું; અને ઘોડાની સ્વારી તો કદી કરવીજ નહીં. રાત્રે વાળુ કરવા કરતાં સાંજરેજ ખોરાક લઇ લેવો. ખોરાક સાદો હોવો જોઈએ. દારૂ, મસાલો, મીઠું, આસવ, વિગેરે પદાર્થો લેવા નહીં. આને બદલે સોડા-વોટર, અળસીની ચા, ગુંદનું પાણી, એ ફાયદાકારક છે. મુત્રનો વેગ રોકવો નહીં. તમાકુ પીવાની જેને ટેવ હોય તેણે તે વ્યસન બંધ રાખવું. દિવસે સુવું નહીં. સ્ત્રીગમનથી દૂર રહેવું. તીખા અને ગળ્યા પદાર્થો તજી દેવા.



## ६. उपदंश. ( Syphilis ) ચાંદી.

આ રોગ અતિ ભયંકર છે. જુવાનીના જુસ્સામાં ભૂલાવો ખાઇ, મનુષ્ય કુદરતી નિયમ તોડી રંડીબાજીમાં લપટાય છે, તેની શિક્ષા તરીકે આ રોગ થાય છે. આ રોગ ચેપી છે. એક દરદીનો ચેપ લઇ સારા આદમીને લગાડયો હોય, તો ચાંદી થાય છે. માબાપને ચાંદી થઈ હોય, તો છોકરાંને જન્મથીજ ચાંદીનાં ચિન્હો હોયછે. અને તેથી સાફ જણાય છે, કે આ રોગમાં એક જાતનો એવો ઝેરીચેપ છે, કે જે એક વખત લાગ્યા પછી નીકલવો મુશ્કેલ થઇ પડે છે. આ ચેપથી કેવી જાતનો ફેરફાર થઇ ગર્ભસ્થાનમાં બાલકને ઇજા પોચે છે એ હજી નક્કી જણાયું નથી; તોપણ એ ઝેરની અસર આપણે નજરે જોઇ શકીયે છીએ ખરા; અને તેથી એ ઝેરના ચેપી ગુણ માટે આપણી ખાતરી થાય છે. આ ઝેર એવું જલદ છે કે જખમવાળો કોઈ ભાગ ચાંદીવાલા દરદીના ચેપને અડી જાય, તો તે દરદ શરીરમાં દાખલ થાય છે. આશ્ચર્ય જેવું તો એ છે કે, ચાંદીના ચેપવાલાં છોકરાં તંદુરસ્ત ધાવને ધાવતાં હોય છે, તો તે ધાવ પણ આ રોગનો ભોગ થઈ પડે છે. એ રોગની શરૂઆતનું સ્થલ જોકે વિષયેંદ્રિ છે, તોપણ શરીરના દરેક ભાગમાં તે જલદીથી ફેલાય છે. પુરૂષો અને સ્ત્રીઓ બન્નેને આ રોગ થાય છે; તો પણ સ્ત્રીઓ કરતાં પુરૂષોને નુકસાન વધારે થાય છે. તેનું કારણ એજ છે કે સ્ત્રીઓનાં ગુહ્યઅંગમાંથી ઋતુસ્ત્રાવમાં કેટલુંક ઝેર નીકળી જાયછે.

**ચિન્હ:**—કેટલાક એમ માને છે, કે પ્રમેહમાંથી પણ ચાંદી થાય છે. આ માનવું ખરૂં નથી. જેનો ચેપ લાગે એજ રોગ થાય છે. પરમાના ચેપથી પરમો, અને ચાંદીના ચેપથી ચાંદીજ થાય છે. ચાંદીના ચેપની અસર જૂદા જૂદા માણસો ઉપર જૂદી જૂદી થાય છે. એકજ જાતના ચેપમાંથી એકને સખત અને બીજાને થોડે અંશે થાય છે.

તંદુરસ્તી, આહારવિહાર, અને હવાની પણ આ ચેપ ઉપર અસર થાય છે. આ રોગની એકજ નિશાની નથી. જૂદી જૂદી અનેક રીતે તે દેખાવ દેછે. કેટલાકને અતિશય સોજો થાય છે; તો કેટલાકને ક્ષત થયા પછી પરૂ જથાબંધ વહે છે. કેટલાકને ફક્ત ઉપરછલું ચાંદું પડે છે; અને કેટલાકને કઠણ અને પીડા યુક્ત ચાંદાં થાય છે. કેટલાકને ચાંદી એકલીજ થાય છે; તો બીજાને ચાંદી સાથે પ્રમેહ, બદ, વિગેરે બીજા ઉપદ્રવો હોય છે. આમ આ રોગ જુદા જુદા વિચિત્ર રૂપમાં દેખાવ દે છે. અને જો દરદી પરણેલો હોય છે, તો તેની ભાગીદારને પણ આ રોગ થાય છે; એટલુંજ નહીં પણ પ્રજા પણ તેવીજ થાય છે.

ચાંદીની મુખ્ય બે સ્થિતિ છે. પેહેલી સ્થિતિની અને બીજી સ્થિતિની. બીજી સ્થિતિની ચાંદી ભયંકર છે. પેહેલી સ્થિતિની ચાંદી તેવી ભયંકર નથી. **પ્રથમ સ્થિતિની ટાંકીમાં** મણિ ઉપર અથવા તે ઉપરની ચામડી ઉપર ક્ષત જેવું પડે છે, અને તેમાંથી થોડું ઘણું પરૂ નીકળે છે. કેટલીક વખત મુત્રમાર્ગમાં પણ ક્ષત પડેછે; અને ભૂલથી પ્રમેહ જેવું જણાય છે. આ ભૂલથી ઉપાયમાં ફેરફાર પડી જાય, તો સાજા થવાની આશાને બદલે બેકાળજીથી ચાંદી તેની બીજી સ્થિતિમાં આવી જાય છે. પ્રમેહમાંથી આને પારખી કાઢવાની નિશાની એ છે, કે પ્રમેહમાં આખા શિશ્નમાં પીડા થાય છે; અને આમાં એકજ જગાએ, જ્યાં અંદર ક્ષત પડ્યું હોય ત્યાંજ, પીડા થાય છે, અને દાબવાથી એટલોજ ભાગ કઠણ જેવો લાગે છે. પરૂ કોઇ વખત થોડું અને કોઇ વખત ઘણું નીકળે છે, કોઈ વખત જાડું અને કોઈ વખત પાતળું નીકળે છે. ઉપરના ભાગમાં જે ક્ષત પડે છે તેનો રંગ રતાશ ઉપર હોય છે; અને જો બેકાળજી રાખવામાં આવે તો સડો વધતો જાય છે.

પેહેલી સ્થિતિની ચાંદી બે જાતની થાય છે. એક નરમ અને બીજી કઠણ.

**૧. નરમ ચાંદી** ( Soft shanker ):—સ્રીગમન વખતે જનનેંદ્રી છોલાવાથી અથવા ચેપ લાગવાથી આ રોગ થાય છે. થવાનો

વખત અનિયમિત છે. કેટલાકને બે-ત્રણ દિવસમાં થાયછે; અને કેટલાક દાખલામાં આઠ દિવસ પછી થતી જોવા આવે છે. ગમન પછી પેહેલે દિવસે પણ કોઇને થતી જોવામાં આવે છે. શરૂઆતમાં ફૂલ ઉપર અથવા ચામડી ઉપર એક ધોળી ફોડકી થાય છે; તે તરતજ ફૂટીને ક્ષત પડે છે; વચમાં ખાડો થાય છે; અને રસી નીકળવા માંડે છે. એનો ચેપ લાગવાથી આસપાસ બીજાં ચાંદાં પણ વખતે પડે છે. ચાંદાંનો આકાર ગોળ અને કોર નરમ હોય છે. કોઈવાર ચામડી ઉપર ચડેલી હોય છે, અને મણિનો ભાગ સૂજી જવાથી નીચે ઉતરી શકતી નથી. પણ ઘણુંકરી ચામડી નીચે ઉતાર્યા પછી પાછી ચડતી નથી; અને પરૂ તેની અંદર ભરાઇ રહે છે. કોઇવાર ચાંદી પસરતી જાય છે; અને આખું શિશ્ન ખવાઇ ગયાના દાખલા પણ બને છે. આને **પસરતી ચાંદી અને ખવાતી ચાંદી** અનુક્રમે કહે છે. આની સાથે બદ થાય છે; અને તે ફૂટી ત્યાં પણ પરૂ નીકળી ખાડો પડી રહે છે. આવાં ચિન્હો સાથે કોઈ વાર સખત તાવ ચડી આવે છે, અને શરીરમાં બેચેની રહે છે.

જો ક્ષતની સંભાળ યોગ્ય રીતે લેવાતી નથી, તો ક્ષત મોટું અને ઉંડું થતું જાય છે; પરૂ પુષ્કળ વધી પડે છે; નાડી જલદ ચાલે છે. નરમ ચાંદીમાં જે બદ થાય છે તે પાકે છે, પણ કઠણમાં થાય છે તે પાકતી નથી. નરમ ચાંદીનું વિષ શરીરમાં પસરતું નથી, પણ ફકત જે ભાગમાં તે હોય છે ત્યાંજ રહે છે. તોપણ ઘણા દિવસ આ ચાંદી ટકવાથી તેમાંથી કઠણ ચાંદી થાય છે ખરી.

૨. **કઠણ ચાંદી** (Hard shanker);—કઠણ ચાંદી થયા પછી તેનાં ચિન્હો શરીરના બીજા ભાગમાં થાય છે. માટે એના કાળજીથી ઉપાય લેવા જોઈએ. નરમ ચાંદી સ્રીગમન પછી બે-ત્રણ દિવસમાં થાય છે, તેમ આમાં ન થતાં પાંચ-સાત દિવસ અથવા બે-ત્રણ અઠવાડિયાં પછી, અને વખતે મહિના પછી પણ આ ટાંકીનાં ચિન્હો શરૂ થાય છે. નરમ ચાંદીમાંથી પરૂ જેમ જાડું નીકળે છે, તેમ આમાં ન

નીકળતાં પાતળી પાણી જેવી રસી નીકળે છે. આ ચાંદી દાબતાં તેની તળેનો ભાગ કઠણ લાગે છે. દાબી જોતાં કઠણાઇ જણાય તો સમજવું. કે તેનું ઝેર શરીરમાં દાખલ થઇ ચૂકયું છે. આ ચાંદીનું ક્ષત બહુધા એકજ હોય છે. શરીરના બીજા ભાગોમાં ક્ષત પડે છે. ઘણુંકરી હોઠ ઉપર કે મોંમાં ચાંદાં પડે છે. એક અથવા બંને સાથળના મૂળમાં બદ થાય છે. પણ તે ઘણું ન પાકતાં કઠણ સ્થિતિમાં એવીને એવી રહે છે. કેટલીક વખત નરમ ચાંદીએ એવું રૂપ પકડયું હોય છે, કે તેથી તેને કઠણ ચાંદીમાંથી ઓળખવી મુશ્કેલ પડે છે. એટલા માટે તેમનાં ખાસ ચિન્હો જૂદાં જૂદાં નીચે આપ્યાં છે.

૧ લી. સ્ત્રીગમન પછી એક અથવા બે દિવસ પછી અથવા અઠવાડિયાંની અંદર થાય છે.

૨ જી. સ્ત્રીગમન પછી એકથી ત્રણ અઠવાડિયાંમાં થાય છે.

૧ લી. દાબી જોતાં તળીયે નરમ લાગે છે.

૨ જી. દાબતાં કઠણ લાગે છે.

૧ લી. ક્ષતની કોર ઊંચી અને વચ્ચે સપાટી બેઠેલી હોય છે; અને તેમાંથી ઘાટું પરૂ નીકળે છે.

૨ જી. ચાદુંનાનું, કોર બહાર વળેલી, સપાટી લાલ હોય છે; અને પરૂ પાતળું નીકળે છે.

૧ લી. ચેપ લાગીને એકમાંથી વિશેષ ચાંદાં પડે છે.

૨ જી. ઘણુંકરી એક કરતાં વધારે ક્ષત પડતાં નથી.

૧ લી. ક્ષતનો ચેપ બીજે લગાડવાથી ત્યાં પણ ક્ષત થાય છે.

૨ જી. ચેપ શરીરના બીજા ભાગમાં લગાડવાથી ત્યાં ક્ષત થતું નથી.

૧ લી. એક અથવા બંને સાથળમાં બદ થાય છે, અને ઘણું કરીને પાકે છે.

૨ જી. એક અથવા બંને બાજુ બદ થાય છે, પણ ઘણું કરીને પાકતી નથી.

૧ લી. આ ક્ષતમાં પ્રસરવાનો તથા સડવાનો ગુણ છે; અને બે-દરકાર રહેવાય, તો આખો અવયવ સડી જાય છે; અને રૂઝાતાં વાર લાગે છે. પીડા અને સોજો વધારે હોય છે.

૨ જી. સડવાનો કે પ્રસરવાનો સ્વભાવ નથી; અને જલદી રૂઝાય છે. પીડા અને સોજો હોતો નથી.

૧ લી. જે ભાગમાં ચાંદી થઇ હોય ત્યાંજ તેની અસર રહે છે; શરીરમાં બીજે અસર થતી નથી.

૨ જી. આની અસર શરીરના બીજા ભાગોમાં થાય છે; અને હોઠમાં અને મોંમાં ચાંદા પડવાં વિગેરે ચિન્હો થાય છે.

આ પ્રમાણે જૂદાં જૂદાં લક્ષણોથી એકમાંથી બીજી જાત સહેજ પરખાઇ આવે છે. કેટલીક વખત આ બંન્ને જાતની ચાંદી સાથે પણ થાય છે ખરી. કેટલીક વખત કઠણ ચાંદીને ભૂલથી નરમ ચાંદી લેખી જવાય છે; અને શરીરમાં બીજો ઉપદ્રવ થાય ત્યારેજ ખરી ખબર પડે છે.

**ઉપાયઃ**—આ રોગમાં પેહેલું જે કરવાનું છે તે પડેલાં ક્ષતને જેમ બને તેમ તરત રૂઝવવાનું છે. ક્ષત પડે કે તરત **કાસ્ટિક** (સિલ્વર નાઇટ્રેટ) થી તેને બાળી નાખવું; અને નવશેકા પાણીમાં કપડું ભીં-જવી તે ઉપર બાંધવું. આ કામ શરૂઆતમાંજ કરવાનું છે. પણ જો રોગ થયે એકાદ અઠવાડીયું થઇ ગયું હોય તો તેને તેજ **નાઇટ્રિક ઍસિડ** (સ્ટ્રૉંગ નાઇટ્રિક ઍસિડ)-થી બાળવું. ઍસિડનાં એક-બે ટીપાં તે ઉપર મૂકવાં, અથવા તેમાં રૂ પલાળીને ક્ષત ઉપર લગાડવું. આમ કરવાથી અતિશય વેદના થાય તો જનનેંદ્રીને ટાઢા પાણીનો પ્યાલો ભ-રી તેમાં બોળી રાખવી, તેથી વેદના શાંત થશે. આ રીતે બાળ્યા પછી તે ઉપર પોટીસ બાંધવી, એટલે બળેલા ભાગ ઉપર પોપડી બં-ધાઈ ખરી જશે, અને નીચે લાલ જમીન દેખાશે. જો કોઈ ભાગમાં ધોળો ભાગ દેખાય તો થોડું ઝેર રહી ગયું છે એમ સમજવું. આ ઝેર કાઢવા માટે તે ભાગપર જરા મોરથુથુ લગાવવું. નહીંતો તે ભા-

ગ વધી આસપાસના ભાગને બગાડશે; અને મૂળ હતી તેવી સ્થિતિ પાછી થઇ રહેશે. એ પ્રમાણે કર્યા પછી ત્રિફલાનાં પાણીથી અથવા બાવળની છાલના ઊકાળાના પાણીથી ધોવું; એટલે ધીમે ધીમે જમીન આવી જશે. એમ કરવાથી ફાયદો ન થાય, તો નીચેનું પાણી તૈયાર કરી, તેમાં કપડું બોળી, તે લગાવવું:—

નં૦ ૧. કૅલોમેલ......૩૦ ગ્રેન. ચુનાનું પાણી ૧૦ ઔંસ.

પેહેલાં **કૅલોમેલને** નાની ગોળ ખરલમાં નાખી, થોડું ચુનાનું પાણી નાખી દસ્તાથી જરા ઘુંટવું; પછી ચુનાનું બાકીનું પાણી અંદર મેળવી દેવું. આ પાણીને ઇંગ્રેજીમાં **બ્લૅક વૉશ** કહે છે. દિવસમાં ચાર પાંચ વખત આ પાણીથી ક્ષતને ધોવું. એથી આરામ ન થાય તો:—

નં૦ ૨

**સોલ્યુશન ઑફ કલોરાઈડ ઑફ ઝિંક** ગ્રામ અર્ધમાં આઠ ઔંસ ચોખું પાણી નાખી, તે દિવસમાં પાંચ-છ વખત વાપરવું. એથી પણ ફાયદો ન જણાય તો, **યલ્લો વૉશ** (રસકપૂરનું) પાણી નીચે પ્રમાણે તૈયાર કરી વાપરવું.

નં૦ ૩

રસકપૂર......૧૮ ગ્રેન. ચુનાનું પાણી......૧૦ ઔંસ.

પ્રથમ ક્ષતને જરા નવશેકા પાણીથી ધોઇ, લિન્ટથી તેને લૂઇને કોરું કરવું. ત્યાર પછી ઉનના કટકાને અથવા લિન્ટને ઉપરનાં પાણીમાં બોળી ચાંદાં ઉપર મૂકવું, અને તેને સુકાવા ન દેતાં ઊપર થોડું થોડું સોલ્યુશન નાખતાં રહેવું. આ પ્રમાણે આઠ દિવસ સુધી ચાલૂ રાખ્યા છતાં કાંઇ ફાયદો ન થાય, તો નીચેનું પાણી વાપરવું:—

નં૦ ૪

મોરથુથુ......ગ્રેન ૧. પાણી......ઔંસ ૧.

આ પાણી ઉપર પ્રમાણેજ વાપરવું. વાપરતાં બળતરા થાય તો તેમાં પાણી જરા વધારે નાખવું. આ પ્રમાણે કરતાં છતાં પણ શિશ્નમાં દુખાવો બહુ રહેતો હોય, તો કેસૂડાં બાફી સહેવાય એવાં ગર-

મ બાંધવાં. જો ચામડી નીચે ઉતરવાથી અંદરની ચાંદી દેખાતી ન હોય તો ચામડીમાં પિચકારી મારવી એટલે અંદરથી પરૂ ધોવાઇને નીકળી જશે. ચાંદીને લીધે ચામડીનો કોઇ ભાગ સડી ગયો હોય, તો તેને પ્રથમ પોટીસથી છુટો પાડવો, અને પછી ઉપરની દવા વાપરવી. કેટલીક વખત ચામડી ઘણો પ્રયત્ન કરતાં ઉપર ચડતી નથી. એવે વખતે એને કપાવવાની જરૂર પડે છે. પણ તેમ કરવાથી વખતે ચાંદીનો ચેપ કપાયેલા ભાગને લાગવાથી સડો વધે છે.

જો ક્ષતનો ભાગ ઘણો કઠણ હોય, તો પોટીસ તૈયાર કરી તે પોટીસ ઉપર નીચેની દવા લગાડી તે બાંધવી:—

નં૦ ૫

કૅલોમેલ......ગ્રેન ૪૦. ચરબી......૧ ઔંસ.

નીચેના મલમોમાંથી એકાદ લિન્ટનાં કપડાંને લગાવી તે વાપરવો.

નં૦ ૬

પારો......ઔંસ ૪. નાઇટ્રિક ઍસિડ......ઔંસ ૧૨.

લાર્ડ.......... ૧૫ અળસીનું તેલ..........૩૨.

પેહેલાં નાઇટ્રિક ઍસિડમાં પારાને ઓગાળી, પછી લાર્ડને તેલમાં ગરમ કરીને મેળવી, મિશ્ર કરી મલમ કરવો. આને સીટ્રિન મલમ કહે છે.

નં૦ ૭.

રેડ ઑક્સાઇડ ઑફ મર્ક્યુરી..........ડ્રામ ૧.

બદામનું તેલ .......................... ૬.

ચોખ્ખું મીણ .......................... ૨.

એનો મલમ કરીને વાપરવો. **આયોડોફૉર્મ** નામની પીળી ભૂકી થાય છે, તેને તેલમાં ઘુંટી, તેમાં લિન્ટનું કપડું બોળી તે ક્ષત ઉપર મૂકવું. અથવા તે ભૂકીને બારીક કરી, સૂકી ભરભરાવવી. આ દવા ઘણો ફાયદો કરે છે. **કારબોલિક** તેલ પણ વપરાય છે. બદ થાય તો બદના પ્રકરણમાં ઉપાયો કહ્યા છે તે કરવા. નરમ કરતાં કઠણ ટાંકી જલદી મટે છે. એને માટે પણ ઉપરની દવાઓમાંથી એકાદ વાપરવી.

દરદીને ખાવામાં ચાંદી ઉપર પારાની દવા વપરાય છે. બધી દવાઓ કરતાં એ દવા અકસીર છે. પણ તે હદમાં વપરાવી જોઇએ. પારાની દવા ખાતાં કેટલીક વખત મોં આવી જાય છે; માટે એવાં ચિન્હો જણાય કે દવા બંધ કરવી; મોઢામાંથી લાળ ઝરવા દેવી. મોઢું થોડુંક આવવામાં ફાયદો છે; અને કેટલીક વખત ખાસ મોઢું આણવું પડે છે. જો દરદી જોરાવર હોય તો નીચેની ગોળીઓ ખવરાવવી:—

નં૦ ૮.

કૅલોમેલ..........ગ્રેન ૨૪. અફીણ.......ગ્રેન ૩.

એ બેને મેળવી બાર ગોળીઓ કરવી; અને દિવસમાં ત્રણ વખત એકેક ગોળી આપવી. અથવા નીચેની દવા આપવી:—

નં૦ ૯.

પારો ને ચાકનું મિશ્રણ (હાઇડ્રારજીરમ કમ ક્રિટા)...૧૮ ગ્રેન
ક્વિનાઇન...........................................૧૨ ,,
અફીણ................................................ ૨ ,,

ઉપરની દવાની ૬ ગોળી કરી, સવાર સાંજ અકેક આપવી. તેથી શરીરમાં ક્રાંટો રહેશે, અને દરદને ફાયદો થશે. આ સિવાય **આયોડાઇડ ઑફ પોટાશ્યમ** પણ અપાય છે. આથી ટાંકી શરીરમાંથી જડમૂળમાંથી જતી નથી; પણ દબાઇ જાય છે. આ દવા કરિયાતાંના અથવા સાદા પાણીમાં પણ અપાય છે.

આ સિવાય નીચેનાં ઓસડોનો ક્વાથ કરીને ચાંદીવાળા દરદીને પાવો:—

**નં૦ ૧૦.**

**રસાંજન**, **મજીઠ**, **જેઠીમધ**, વાળો, **પદ્મક**, રતાંજળી, અને કમળનો **ક્વાથ કરી પાવાથી લોહી સુધરી ઉપદંશને ફાયદો થાય છે.**

**નં૦ ૧૧.**

**રસાંજન**, **સરસડાની છાલનો ભૂકો**, **અને હરડેનો ભૂકો**, એ ત્રણ વાનાંને **મધમાં કાલવી ક્ષત ઉપર મૂકવાથી ક્ષત તરત ભરાઇ આવે છે.**

ઉપર પ્રમાણે ઓસડો ચાલૂ કરવા સાથે દરદીએ ખોરાક સાદો લેવો; ગરમ વસ્તુ કાંઇ ખાવી નહીં; બને તો ખારપદાર્થો પણ ખાવા નહીં; સ્ત્રી ગમન તદન બંધજ કરવું; અને ગાફલ ન રહેતાં કે શરમ ન રાખતાં કોઇ સારા ડાકટર કે વૈદ્યની સલ્લાહ લેવી.

## ખવાતી અને સડાવાળી ટાંકી.

**ખવાતી ટાંકીનાં ચિન્હ:**—આ ટાંકીમાં ક્ષતની કોર સરખી ગોળ ન હોતાં, ખવાઇ ગયેલી અને ખરબચડી તથા આડી અવળી હોય છે. ચાંદી ઉપર પીળા રંગનાં છોતરાં જેવું એક ઝીણું પડ જેવું વળગેલું હોય છે, તેમાંથી પાતળું પાણી જેવું પરૂ નીકળે છે, જે બહુ દુર્ગંધ મારે છે. દરદીને તાવ અને બેચેની રહે છે. આ ચાંદીમાં સખત બદ થાય છે, અને તેથી ચાલતાં મુશ્કેલી પડે છે.

**સડાવાળી ટાંકીનાં ચિન્હ:**—આ દરદમાં ક્ષત પડયા પેહેલાં ચામડીનો સોજો થાય છે. તે સોજો એટલો વધે છે કે ચામડી પાછી વળી શકતી નથી. તે ઉપર કાળું ક્ષત પડે છે, જેને દેશી વૈદાંમાં **વાતોપદંશ** કહે છે. તેમાંથી ગંધાતું પરૂ નીકળે છે. ચામડી સડતી જાય છે, અને તૂટતી જાય છે. આજારીની તબિયત નબળી થતી જાય છે; નાડી જલદ ચાલે છે; બેચેની રહે છે; અને ઉંઘ પણ આવતી નથી.

**ઈલાજ:**—આગળ કહેલાં પાણીમાંનાં એકાદ પાણીથી ક્ષતને ધોવું. સડેલા ચાંદીવાલાને ઘુમટામાં પિચકારી મારવી. ઘુમટો અતિશય મોટો થયો હોય ને પાછો વળતો ન હોય તો તેને વખતોવખત દવાના પાણીની પિચકારીથી ધોઈ, સાફ કરી, **ઓલીવ ઑઇલ**માં લિંટ બોળી ઉપર બાંધવું. અને નીચે પ્રમાણે ખાવાની દવા દેવી:—

**નં૦ ૧.**

| | | |
|---|---|---|
| કમ્પાઉન્ડ સંકોના ટિંક્ચર... | ૧ ડ્રામ. | દિવસમાં ત્રણ વખત ૧ પાવું. |
| ડાઈલ્યૂટેડ નાઈટ્રિક ઍસિડ ... | ૪૫ ટીપાં. | |
| કરિઆતાંની ચા .......... | ૩ ઔંસ. | |

આ રોગમાં નબળાઇ બહુ આવી જાય છે. તેને ઉપરની દવાથી ફાયદો થશે, અને ખવાતી ચાંદી એથી જલદી રૂઝાઇ જશે.

સડતી ચાંદીવાળાને નીચેની દવા પીવા આપવીઃ—

નં૦ ૨.

| | | |
|---|---|---|
| પોટાસ્યમ આયોડાઇડ... | ૧૨ ગ્રેન | એમાંથી દિવસમાં ત્રણ વખત ¼ ભાગ પાવો. તેથી તાવ પણ નરમ પડશે. |
| લાઇકર પોટાસી......... | ૪૫ ટીપાં | |
| હાયેસાઇમ ટિંક્ચર...... | ૧ ડ્રામ | |
| કરિઆતાંની ચા......... | ૩ ઔંસ | |

સડતી ચાંદીની ચામડી ખેરવા માટે પોટીસ મારવી, પોટીસ અળસીની કે કોયલાની કરવી. સડેલા ભાગમાં બહુ દુખાવો થતો હોય, તો એક ઔંસ પાણીમાં પાંચ ગ્રેન અફીણ ભેળવી, તેમાં લૂગડું પલાળીને મૂકવાથી આરામ લાગશે. આમ છતાં સડો વધતો જાય, તો પ્રથમ ચાંદીના વિષયમાં કહ્યું છે તેમ **નાઇટ્રિક ઍસિડ** વાપરવો.

ખોરાકમાં સાદો પણ પુષ્ટીકારક ખોરાક લેવો. દૂધ લેવામાં હરકત નથી. ખપતાં હોય તેણે ઈંડાં ખાવાં. નબળાઈ જણાય તો **લોહાર્ક** વાપરવો.

## ૨. ઉપદંશની બીજી સ્થિતિ અથવા તેની શરીરપર અસર. (Secondery syphilis.)

આ સ્થિતિની ટાંકીમાં જનનેંદ્રી ઉપરનું ઝેર શરીરમાં દાખલ થઇ, લોહી વાટે બધે ફેલાઇ જાય છે; અને શરીરનો દરેક ભાગ આ રોગનો ભોગ થઇ પડે છે. વ્યભિચારથી આ રોગ થાય છે. અથવા બીજાના ક્ષતનું પરૂ લાગીને પણ આ દરદ થવાનો સંભવ રહે છે. શીતળા કાઢતી વખતે એક બાળકનો ચેપ બીજા તંદુરસ્તને લાગવાથી પણ આ દરદ થાય છે. તે એટલું જલદ ઝેર છે કે જરા જેટલો પ્રસંગ મળતાં તે તરત દાખલ થઈ જાય છે. કઠણ ચાંદીમાંથી શરીરમાં વિષ દાખલ થાય છે, એમાં તો કાંઇ શક નથી. પણ નરમ ચાંદીમાંથી પણ

કેટલીક વખત ચાંદી તેની બીજી સ્થિતિમાં આવે છે, એમ પણ કેટલાકનું માનવું છે. નરમ ચાંદીની બેદરકારી રાખવાથી તે કઠણ સ્થિતિમાં આવે છે, તોજ તેનો ચેપ શરીરમાં દાખલ થાય છે. પણ તેમ થયા વિના આ પ્રમાણે થવાનો થોડો સંભવ છે. કેટલીક વખત નરમ અને કઠણ ચાંદી સહજ ઓળખાઇ શકે છે; અને તેથી તેનુ પરિણામ કેવું આવશે તે સેહેલથી પારખી શકાય છે. પણ કેટલીક વખત ખુલ્લો મત બાંધી શકાતો નથી, અને ઉપદંશ તેની બીજી સ્થિતિમાં આવશે કે નહીં એ કહી શકાતું નથી.

આ સ્થિતિમાં અનેક દરદ દેખાવ દે છે. ચાંદીવાળાં દરદીને જો કોઈ બીજો તદન જુદીજ જાતનો રોગ થાય તોપણ તેનું મૂળ આ દરદમાં નથી એમ ખાતરીથી કહી શકાય નહીં. ઘણુંકરી એવાં માણસોને જે રોગ થાય છે તે આ ઝેરી ચેપના પ્રભાવથીજ થાય છે. એવા વિચિત્ર આકારમાં આ રોગ દેખાય છે, કે ઘણા અનુભવ વિના એકમાંથી બીજો ઓળખી શકાતો નથી.

**ચિન્હો:**—પ્રથમ થયેલી ચાંદી રૂઝાઈ ગયા પછી કેટલાક વખત સુધી આ બીજી સ્થિતિનાં લક્ષણો દેખાતાં નથી. પણ કેટલોક વખત શરીરમાં ઢંકાઇ રહી, પછી દેખાવ દે છે. પ્રથમની રૂઝાયેલ જગો જરા કઠણ રહે છે; અને દરદી પોતાને સાજો થયેલો માને છે. પણ શરીરમાં રહેલું ઝેર જ્યારે તેની પૂર્ણ સ્થિતિએ આવે છે, કે તરત શરીરમાં પ્રથમ થોડો તાવ ચડી આવે છે, અને તે સાથે ગળું દુખવા માંડે છે, અને ખોરાક અથવા પાણી ઉતારતાં વેદના થાય છે. મોઢું ઉઘાડીને જોવામાં આવે તો અન્નમાર્ગનું દ્વાર જરા સૂજેલું માલમ પડે છે. જીભ ઘણુંકરીને આવી ગઇ હોય છે, અને લાલ દેખાય છે. કેટલાકને તાવ અને ગળાંના સોજા સખત હોય છે; અને કેટલાકને થોડા હોવાથી દરદી થોડી દરકાર રાખે છે. આ દરદમાં શરીરનો અમુક ભાગજ ઝલાય છે એમ નથી. પણ તે લોહીનો બિગાડ હોવાથી હરકોઇ વખતે ગમે તે ભાગને સંતાપે છે. જો પ્રથમની ચાંદી સખત રૂપમાં થઈ હોય, તો

તેનું ઘણું ઝેર શરીરમાં ભેગું થવાથી બીજી સ્થિતિમાં તે ભયંકર રૂપ પકડે છે. બધાં દરદીઓને અમુક ક્રમમાં આ રોગ થતો નથી. કોઇને પ્રથમ તાવ આવી ગળું સૂજી આવે છે; તો કોઇને પ્રથમ એકાએક ચેહેરો સૂજી આવી શરીર ઉપર ફોડકીઓ નીકળે છે. કેટલાકની આંખને પેહેલી અસર થાય છે; તો કેટલાકના કાન અને નાકમાં દરદ થાય છે. કેટલાકને વૃષણમાં પીડા થાય છે, તથા સાંધા ઝલાઇ જાય છે; અને હાડકામાં આ રોગ પોચી તેનો અતિશય દુખાવો થાય છે. પેહેલાં જેઓ તદન તંદુરસ્તી ભોગવતા હોય છે, એવા ઘણા આ નાશકારક રોગનો ભોગ થઇ હંમેશને માટે દુર્બલ અને ફિક્કા ચેહેરા વાળા થઇ જાય છે. આંખની પાંપણોના અને શરીરના બીજા ભાગના વાળ ખરવા માંડેછે. કેટલાકની આંખો ઝીણી અને ઝાંખી થઈ જાય છે; નાક સડી ગયું હોય એવી બાસ આવે છે; દાંતના પારા સૂજી આવે છે, અથવા ફિક્કા પડી જાય છે; દાંત સડીને હલવા માંડે છે. કેટલાકનો શ્વાસ અતિશય દુર્ગંધયુક્ત હોય છે. સાંધામાં અતિશય દુખાવો થવાથી તથા કેટલીક વાર તે સૂજી આવવાથી દરદીથી હાલીચાલી પણ શકાતું નથી. દરદનું જોર વધે છે, તો સાંધામાં થતાં દરદથી રાતે ઉંઘ પણ આવતી નથી. કેટલાકનાં હાડકાં સૂજી જઇ સડવા લાગે છે. કેટલાકને તાળવાંનું હાડકું સડી અંદર ખાડો પડે છે; નાક તથા મોઢાંનો સંબંધ એક થઈ જવાથી અવાજ અસ્પષ્ટ નીકળે છે; અને નાક બેસી જાય છે.

આ રોગ ઘણુંકરીને જડમૂળમાંથી જવો મુસ્કેલ છે; અને કેટલાક એમ પણ માને છે કે તે મૂળમાંથી ખસતો નથી. આશામી શરીરે મજબૂત હોય, અને પ્રથમની સ્થિતિની ટાંકી થોડે અંશે થઇ હોય, તો દરદ મૂળમાંથી જાય છે; નહીંતો થોડી વખત બંધ થઇ, શરીરમાં સંતાઈ રહે છે; અને જરા જેટલું કારણ મળતાં પાછું દેખાઇ આવે છે. પરેજીમાં જરાક તફાવત પડે, અથવા શરીરમાં જરાક નબળાઇ આવે, એટલે આ રોગ ફરીથી દેખાવ દે છે. જૂદાં જૂદાં જે રૂપમાં

તે દેખાય છે, તેમાંનાં થોડાં નીચે આપીએ છીએઃ—

**૧ શરીર ઉપર લાલ રંગનાં ચાઠાં થાય છે.**

આ ચાઠાં શરીરના બધા ભાગમાં જોવામાં આવે છે. હાથ પગ અને પેટ તથા છાતી ઉપર તે થાય છે; ચેહેરા ઉપર પણ દેખાય છે. કદમાં બે આનીથી અરધા રૂપિઆ જેવડાં હોય છે. કેટલીક વખત એકલી હથેળીમાં કે પગના તળીયામાંજ થાય છે. જો આ ચાઠાં જોરમાં હોય છે, તો પાકવાની સ્થિતિએ પણ પોચે છે. કેટલીક વખત તમામ નરમ હોઈ શરીર પર ફક્ત કાળા ડાઘ જેવાં દેખાય છે. કેટલીક વખત ચાઠાં ભીંગડાં જેવાં અને ત્રાંબાના રંગનાં હોય છે; અને તે સાથે ચેહેરો લેવાઇ ગયેલો અને બેચેન દેખાય છે. દરદ વધતું જાય છે, તેમ ચામડી વધારે વધારે ખરબચડી થતી જાય છે; અને ધોળાં અથવા ભુરા રંગનાં ભીંગડાં ખરી પડી, તેની નીચે ક્ષત પડે છે. તેની કોર ત્રાંબાના રંગની હોય છે. કેટલીક વખત આવાં ભયંકર ચાઠાંને બદલે ચેહેરા ઉપર અને નાક ઉપર તથા ખભા ઉપર નાની નાની ફોડકીઓ થઇ આવે છે. તે કદમાં ટાંકણીનાં માથાંથી વટાણા જેવડી હોય છે. આ ફોડકીઓ કેટલીક વાર પાકીને લોહી મિશ્રિત પરૂ નીકળે છે.

આવાં ચાઠાં થયા પહેલાં દરદી શરીરે દૂબલો, અને ફિક્કો થઇ જાય છે; આંખો ભારે થઇ આવે છે; જોર કમી પડી જાય છે; ખાવા પર રૂચી થતી નથી; અને નિદ્રા પણ બરોબર આવતી નથી. હાડકામાં દરદ થવાની ફરિયાદ રોગી કરે છે; અને કેટલીક વખત હાડકાંને દોરડાંથી મજબૂત બાંધ્યાં હોય એવો ભાસ થાય છે. ઉપદંશને લીધે કેટલીક વાર ખરજવાં અને ગુમડાં પણ થઇ આવેછે. આ રોગને **વિસ્ફોટક**ના નામથી ઓળખાય છે. કાળા ડાઘવાળો **વાત-વિસ્ફોટક** સમજવો; **પિત્ત-વિસ્ફોટક**માં દાહ, તાવ, તૃષા, એવાં ચિન્હો થાય છે; અને ફોડલાઓ ઠણકા મારે છે. **કફ-વિસ્ફોટક**ના ફોડલા લાંબે કાળે પાકે છે; શરીરમાં જડપણું લાગે છે; અને ખરજ આવે છે; ફોલ્લાનો રંગ ધોળાશ પર અને કઠણ હોય છે.

## ૨ ગળાંનો સોજો (Sore throat.)

શરૂઆતમાં ગળું થોડું થોડું દૂખે છે, અને રફતે રફતે ખોરાક ગળતાં અતિશય વેદના થાય છે. મુખ ઉઘાડીને જોયું હોય તો અંદર સોજો જણાશે. તે ઉપર રતાશ લાગશે. કેટલીક વખત સોજા ઉપર ચરબી જેવો પદાર્થ પણ દેખાય છે. કાકડો પાકી આવે છે, અને તેનું ક્ષત પડી જાણે તેમાંથી થોડો ભાગ તૂટી પડ્યો હોય એવું જણાય છે; અને કંઠમાંથી એક ખાસ જાતનો અવાજ નીકળે છે. કેટલીક વખત મોઢું આવી જાય છે; જીભ, હોઠ તથા ગાલના અંદરના ભાગમાં ચાંદાં પડે છે; અને દાંતના પારા સૂજી આવે છે. કેટલીક વાર તાળવાંમાં ક્ષત પડી નાક ને મુખનો રસ્તો મળી જાય છે; શ્વાસ દુર્ગંધ મારે છે; અને તાળવું અંદરથી બેસી જઈ બેડોળ થઈ જાય છે. જો આવું એકાદ ક્ષત પડવાનું હોય, છે, તો અગાઉથી નાક સૂકું લાગે છે અને તેમાં ગરમી જણાય છે. તથા વખતોવખત નાક છીંકવાની હાજત થાય છે.

### ૩ ઉપદંશને લીધે થતાં હાડકાંનાં દરદો.

હાડકાં ઉપરનું પડ સૂજી આવે છે. તે ઉપર મોટો ટેકરો થઈ આવે છે. ઘણુંકરીને લાંબાં ગોળ હાડકાંમાં પગનું હાડકું આવી સ્થિતિમાં આવે છે; ક્વચિત હાંસડીનું હાડકું, અને વખતે કપાલના હાડકાંની પણ આવી સ્થિતિ થાય છે ખરી. જ્યારે આ રોગ થવાનો હોય છે, ત્યારે પ્રથમની ચાંદી રૂઝાયા પછી, વખતે વખતે જે હાડકામાં આ રોગ થવાનો હોય તેમાં સાંજને વખતે થોડો દુખાવો થવા માંડે છે, અને કેટલીક વાર રાત આખી આ દૂખાવો રહે છે; પણ ઘણુંકરી સવારના ભાગમાં ઓછો થઈ જાય છે. આસ્તે આસ્તે આ દુખાવો વધતો જાય છે, અને દરદીને રાતમાં ઉંઘ પણ નથી આવતી; અને શરીરને આરામ ન મળવાથી અને લોચનાથી તાવ ચડી આવે છે. જો સારા નશીબે આટલેથીજ દુખાવો બંધ પડે છે, તો હાડકાંનો જે ભાગ સૂજી ગયો હોય તે ઝીણાં ઝીણાં છિદ્રવાળો જણાય છે. પણ જો આ રોગ સારો ન થાય

તો સડો હાડકાંની અંદર પોચે છે, અને કેટલીક મુદત સુધી સડીને પરૂ નીકળેછે. જો કપાલાસ્થિ આવી સ્થિતિમાં આવેછે, તો તેથી મગજને હાની થઇ દરદી મરી પણ જાયછે. જો કે આવો દાખલો ભાગ્યેજ બને છે, તોપણ બેદરકારીથી નુકસાન થાય છે એ વાતમાં કાંઈ શક નથી.

કેટલીક વખત હાડકાંનો સોજો ન થતાં ફક્ત સાંધા દૂખે છે, અને સંધિવાના જેવી પીડા થાય છે. એને **ફિરંગ** કહે છે; હાડકાંનાં આ દરદમાં માથું સખત દૂખે છે, અને જે ભાગને અસર થઇ હોય તે એવો દૂખે છે કે તેને ભૂલથી સંધિવા લેખી જવાય છે; અને તેથી ઉપચારમાં તફાવત પડવાથી ઉલટો ગેરફાયદો થાય છે. જ્યારે પ્રથમની ચાંદીનાં સ્વરૂપ પૂર્ણ અવસ્થામાં દેખાયેલ હોતાં નથી, તથા તેના પેહેલા ઉપદ્રવને ખસ તરીકે ગણી કાઢવામાં આવ્યો હોય છે, અને વળી તેથી જ્યારે દરદીને કાંઈ પીડા ન થતાં દરદી તરત સાજો થયો હોય છે, ત્યારે ચાંદી થવાનું ભાન દરદીને રહેલું હોતું નથી, અને પછી વખત જતાં દરદીને સાંધાનું એકાદ સખત દરદ થાય છે, ત્યારે તેને ઓળખવામાં ઉપરની ભૂલ થવાનો સંભવ છે. કારણકે દરદીને ચાંદી થયાની ખબર ન હોવાથી તે પૂરતો ખુલાસો આપી શકતો નથી, અને તેથી જે દરદ ગરમીનું હોય છે તે ભૂલથી સંધિવામાં લેખાઈ જાય છે.

૪ **આંખનાં દરદો** પણ આ રોગને લીધે થતાં જોવામાં આવે છે આ રોગનાં ચિન્હો શરીરમાં દેખાયા પેહેલાં કેટલીક વાર આંખ દૂખવા આવે છે. ઘણી વખત આંખનું દરદ પાછળથી થાય છે; કનીનિકાનો વરમ થઇ આવે છે; અને આંખમાં ચીપડા બાઝી રહે છે; તેની પાંપણો ખરવા માંડે છે; અને આંખ ઝીણી અને તેજ હીન થઇ જાય છે. માથામાં વેદના થાય છે, ને ઉંઘ આવતી નથી. જો આંખની બરોબર માવજત કરવામાં ન આવે, તો વખતે આંખ જતી પણ રહે છે.

આ સિવાય શરીરના અંદરના અવયવો પણ આ રોગમાં સપડાય છે. ફેફસાં અને યકૃતમાં ઉપદંશની અસર લાગુ પડે છે. આવી અસર થવાને લાંબો વખત લાગે છે. બીજી સ્થિતિની ચાંદી ઘણો વ-

ખત ચાલે તો અંદરના અવયવોને અસર થાય છે. દરદીની તબિયત નબળી હોય તો આવી અસર થવામાં ઉત્તેજન મળે છે. ફેફસાંમાં જો રોગ લાગુ પડે છે તો ક્ષયનાં ચિન્હો જણાય છે; માટે ક્ષયમાં ભૂલાવો ન ખવાય એમ સંભાળવું. મગજને આ વ્યાધિ લાગુ પડે છે, તો વાઇ, દિવાનાપણું, અથવા પક્ષાઘાતનું દરદ થઇ આવે છે. કેટલીક વખત વાતરક્તની માફક નાક સડીને ખરી પણ પડે છે; અને કેટલાંક હાડકાં એવાં સડે છે, કે તેને કાપ્યાવિના છૂટકો થતો નથી. કેટલીક વાર વૃષણનો સોજો થઇ આવે છે, અને વૃદ્ધિનાં ચિન્હો જણાય છે.

**ઉપાયઃ**—આ રોગમાં ઔષધો ચાલુ કરતાં પહેલાં જીભ વશ રાખવાની બહુ જરૂર છે. ખોરાકમાં પરેજી રાખવા સિવાય આ રોગ નાબૂદ થતો નથી. સાદો પણ પુષ્ટીકારક ખોરાક આપવો જોઇએ. દરદીએ પથારીમાંજ રહેવું, અને ઘણી ગરમી ન આવતી હોય એવી જગ્યામાં રહેવું.

આ રોગમાં વપરાતી દવાઓમાં મુખ્ય દવા પારાની જૂદી જૂદી મેળવણી છે. આ સિવાય **આયોડાઇડ ઑફ પોટાશ્યમ** પણ વપરાય છે. એમાં ટાંકીને જડમૂળમાંથી કાઢવા જેટલી તાકાદ નથી; પણ કેટલીક વખત તેથી દરદીને તરતને માટે આશાએશ મળે છે, અને ઉપદંશનાં સખત ચિન્હો શાંત પડે છે. આ સિવાય લોહીને સુધારનાર અને જઠરાગ્નિ વધારનાર દવાઓ અને ક્વાથો પીવાથી પણ શરીર પર સારી અસર થાય છે. ઇંગ્રેજી દવાઓમાં **સારસાપરીલા કૉડલિવર ઑઇલ**, અને દેશી દવાઓમાં **મંજિષ્ઠાદિ** કાઢો, **ગળો** ને **ત્રિફળાનો** કાઢો, વિગેરે દવા આ દરદમાં સારી અસર કરે છે.

પારાની દવાથી મોઢું આવી જાય છે. પેહેલાં તો આ દરદમાં પારા સિવાય બીજું વપરાતુંજ નહીં. ધીમે ધીમે પારાને અતિશય જથામાં વાપરવાથી થતાં ખરાબ પરિણામો જાણવામાં આવ્યાંછે. માટે તે ઘણી સંભાળથી વાપરવો જોઇએ છીએ. જો યોગ્ય સંભાલથી વાપર્યો હોય, તો આ જેવી બીજી દવા અકસીર નથી. ઘણા લોકો આ દરદ ઉપર વગર વિચારે આ

દવા વાપરે છે. જેઓને પારો વાપરવાનો પૂરો અનુભવ હોય તેવા યોગ્ય માણુસો સિવાય બીજાઓના હાથથી પારાની એકાદ પણ દવા ખાવી એ નુકસાનકારક છે. એક રોગ કાઢતાં તેમાંથી બીજો રોગ થઇ આવે છે. ઘણો પારો ખાવાથી ચાંદીને મળતાં ચિન્હો થાય છે, અને હાડકાં સડી જાય છે. આ ઝેરી દવાની અસરથી ચામડી પર જે ફોડલા ઉપડે છે, તે ખરેખરા રોગના કરતાં ઘણા ભયંકર હોય છે; તથા અતિશય મોઢું આવી મોટી ખુવારી થાય છે; અને વખતે દરદીનો જાન પણ જાય છે. મોઢું થોડું ઘણું લાવવાની આ રોગમાં જરૂર છે.. પણ પારો એટલા જથામાં અથવા એટલો લાંબો વખત ન આપવો, કે જેથી મોઢું બહુ આવે. ઘણું મોઢું આવવાથી દરદીથી ખોરાક લેવાઇ શકાતો નથી, દાંત હલી જાય છે, કોઇ વખત જીભ સૂજી જાય છે, અને શ્વાસ રૂંધાઇ જઈ મરણ પણ નીપજે છે. પારાની અસરથી અવાળુ જરા મોટાં થાય, અને મોઢામાં થુંક વધવા માંડે, એટલે સમજવું કે દવાની અસર લોહી ઉપર થઇ. એકદમ ઘણું મોઢું આવે, અને તેમાંથી થુંકવાટે બધું ઝેર નીકળી જાય, તો ફાયદો થાય છે એમ કેટલાક માને છે. પણ આ વિચાર સત્ય નથી. જેમ મોઢું થોડું આવે અને તે લાંબા દિવસ ટકે તેમ ફાયદો સંગીન થાય છે. કેટલીક વાર મોઢું બિલકુલ આવ્યા સિવાય પણ આરામ થાય છે. પારાના અતિશય ખાવામાં જેમ ઝેર છે, તેમ યોગ્ય રીતે તે ઘણો ઉપયોગી છે, માટે એ વાપરવા સિવાય તો ચાલતું નથી.

**પારો આપવાની જૂદી જૂદી ત્રણ રીત છેઃ—**

**પેહેલી** એ કે, પારાને ઔષધના આકારમાં ખાવા માટે **કૅલોમેલ** એક ગ્રેન અથવા **ગ્રે પાઉડર** એક ગ્રેન દિવસમાં એક વાર સવારે અથવા બંને વખત આપવું. મોઢું લાવવાની જરૂર જણાય તો થોડા થોડા જથામાં ઉપરની દવા આપવી. પણ જો જરૂર લાગે તો જથો વધારવો એટલે જલદી મોઢું આવશે. પારાની નીચેની દવા પણ અપાય છે.

નં૦ ૧.

રસકપુર............ગ્રેન ૧.   નવસાર......... ... ૧ ડ્રામ.

ઉપરની દવા ખરલમાં એકત્ર કરી, તેની મધમાં અથવા જુના ગોળમાં ૧૨ ગોલીઓ કરવી; અને દિવસમાં અકેકી ત્રણ વખત ગળવી. આ સિવાય નિચેનું પાણિ પણ અપાય છે.

નં૦ ૨.

રસકપુર .........ગ્રેન ૧૦.   નવસાર............ગ્રેન ૧૦.

પાણી ............૨૦ ઔંસ.

ઉપરની દવા તૈયાર કરી, તેમાંથી એકથી બે ડ્રામ દિવસમાં બે વખત આપવી. આવી રીતે મોઢેથી દવા આપતાં વખતે અન્ન પચવામાં હરકત આવે છે, અથવા વખને ઝાડો થઈ આવે છે.

**બીજી રીતઃ**—પારો બીજી રીતે બાફથી અપાય છે. વીશ ગ્રેન **કૅલોમેલ**ની બાફ દર રોજ રાત્રે અથવા એકાંતરો સૂતી વખતે લેવાય છે. મધ્યમાંથી ઉંચું હોય એવું એક વાસણ લઇ તેમાં પાંણી ભરવું, અને મધ્યના ભાગમાં પાણી ન પોહોંચે એમ રાખવું. પછી વાસણ નીચે દારૂના દીવાનો તાપ લગાડવો. પાણી બરોબર ગરમ થઇ છણછણવા માંડે, એટલે ઉપર કહ્યું એટલું **કૅલોમેલ** લઈ તે વાસણના વચલા ઉંચા ભાગમાં મૂકવું; અને તે ઉપર એક ખુરશી મૂકી, તેની ઉપર દરદીને નગ્ન કરી બેસાડવો. આસપાસ ધાબલો અથવા એવું બીજું લૂગડું રાખવું કે જેથી બધી બાફ દરદીનેજ લાગે. થોડી વાર એમ બેઠાથી બાફ લાગી દરદીને પરસેવો વળશે. યોગ્ય બાફ લેવાઈ રહ્યા પછી પરસેવો લૂછી નાંખી દરદીએ તરત સૂઇ જવું. બાફ ગળામાં ન જાય એમ સંભાળ રાખવી આ પ્રમાણે એકાદ બે અઠવાડિયાં કરવામાં હરકત નથી. ઘણુંકરી આથી મોઢું આવતું નથી, અને શરીર ઉપર ચાંઠાં પડયાં હોય છે તો તેને પારો લેવાની આ રીતથી ઘણો સારો ફાયદો થાય છે.

**ત્રીજી રીતઃ**—આ રીતમાં પારો ખાવો પડતો નથી, તેમ તેની બાફ પણ લેવી પડતી નથી. પારાનો મલમ નીચે પ્રમાણે તૈયાર કરી,

જાંગના મૂલમાં તથા કાખમાં ઘસવાથી થોડા દિવસમાં મોઢું આવશે.

નં૦ ૩.

પારો............૧ રતલ. ચરબી (લાર્ડ) ...........૧ રતલ.

આ બંને સાથે ઘુંટવાં; અને ઘુંટતાં આસમાની રંગ આવે એટલે તે તૈયાર થયો એમ સમજવું. આ મલમ દરરોજ અર્ધતોલા સુધી ઘસવો. મોઢું આવ્યા પછી તે બંધ કરવો. એકજ દિવસે મોઢું લાવવું હોય તો બે-ત્રણ તોલા લગાડવો. આંખનું દરદ થયું હોય, અને પારાની અસર જલદી ન થાય તો નુકસાન થવાનો સંભવ હોય, ત્યારેજ એકદમ મોઢું આણવાની જરૂર પડે છે. જે બાળકોને જન્મથી વારસામાં ઉપદંશનો વ્યાધિ મળ્યો હોય, તેઓને લગાડવામાં આ મલમ કામ લાગે છે. પારાની દવાથી મોઢું બહુ આવ્યું હોય તો **ત્રિફલા**ના પાણીના કોગળા કરાવવા; આવળ કે બોરડીની છાલનો ક્વાથ કરી, તેના કોગળા કરાવવા. નીચેની દવા આપવાથી પણ મોઢું તરત ઉતરી જાય છે.

નં૦ ૪.

બેલાડોનાનું ટિંક્ચર.૧૦ થી ૧૫ ટીપાં } મિશ્ર કરી, ચાર વખત દિવસમાં
પાણી ........... ૧ ઔંસ. } થોડું થોડું પીવાથી બંધ થશે.

જો પેહેલી સ્થિતિમાં કઠણ ચાંદી થઈ હોય, અને એમ લાગે કે આ રોગ શરીરમાં રહી, જતે દિવસે વિક્રિયા કરશે, તો તેજ વખત પારાની દવા ખવરાવી સેહેજ સાજ મોઢું આણવું. આમ કરવાથી બીજી સ્થિતિની ખરાબી થતી અટકશે. પ્રથમમાં એમ ન બન્યું હોય, તો જ્યારે બીજી સ્થિતિનાં ચિન્હો શરૂ થાય ત્યારે વખત ન ખોતાં તરત મોઢું આણવું. પારાની દવા આપતાં દરદીની તબિયતનો વિચાર મુખ્ય કરવાનો છે. જો શરીર નબળું હોય છે, તો આ દવા સહન થઈ શકતી નથી. નબળી સ્થિતિનાં મનુષ્યોમાં ગરમીનું જોર વધારે હોય છે. એવાં દરદીને પારાની દવા શરૂ કરતાં પેહેલાં શરીરને જરા સારી સ્થિતિમાં લાવવાની જરૂર છે. આને માટે ઇંગ્રેજીમાં **સારસાપરીલા, આયોડાઇડ ઑફ આયરન** અને **કોડલિવર** તેલ વપરાય છે. પૌષ્ટિક દવા

સાથે **પોટાશ્યમ આયોડાઇડ** આપવામાં આવે, તો સાથે ગરમીને પણ ફાયદો થાય છે.

નં૦ ૫

આયોડાઇડ ઑફ આયરનનો સિરપ............૬૦ ટીપાં

પોટાશ્યમ આયોડાઇડ.......................... ૬ ગ્રેન

પાણી........................................૩ ઔંસ.

ઉપરની દવાને મિશ્ર કરી, તેમાંથી ત્રીજો ભાગ દિવસમાં ત્રણ વખત આપવો. તેથી શરીરમાં જરા તાકાદ આવ્યા પછી પારાની દવા શરૂ કરવી. ગરમીનું જોર શરીરમાં ઘણું વધી ગયું હોય, શરીરમાં સ્થળે સ્થળે ગાંઠા બંધાઇ ગયા હોય, અને મુખ્યત્વે કરી ગળાંના ભાગમાં ગાંઠો થઇ હોય, તો પારાની દવા ન વાપરતાં ઉપરની દવા વાપરવી. મોઢું લાવ્યા સિવાય પારો વાપરવો હોય તો નીચે પ્રમાણે વાપરવોઃ—

નં૦ ૬

| | |
|---|---|
| રસકપૂરનું પાણી......ડ્રામ ૧.<br>પોટાશ્યમ આયોડાઇડ..ગ્રેન ૪.<br>કરિઆતાંની ચા......ઔંસ ૪. | મિશ્ર કરી દિવસમાં બે વખત તેમાંથી અર્ધું આપવું. |

આ દવાની અસર આ રોગ ઉપર અકસીર થાયછે. થોડા દિવસ બે વખત દવા લીધા પછી તેમાં થોડો વધારો કરી દિવસમાં ત્રણ વખત લેવી. ધીમે ધીમે **પોટાશ્યમ આયોડાઇડ**નો જથો વધારતાં જવું. **પ્રથમથીજ** આ દવા વધારે જથામાં આપવી નહીં; નહીંતો શરદી થઈ આવશે.

આવી રીતે સાધારણ ગરમી માટે ઉપરનાં ઓસડો કરવાં. પણ આગળ જે વિક્રિયાના ભાગ પાડ્યા છે, તે માટે ખાસ દવા કરવી યોગ્ય લાગે તો તે નીચે પ્રમાણે કરવી.

ચામડી ઉપર ચાઠાં પડયાં હોય, તો આગળ કહ્યું છે તેમ પારાની બાફ લેવી. ચાઠાંને **બ્લૅક વૉશ,** જેની બનાવટ આગળ આવી ગઇ

છે, તેથી ધોવાં; **અને** જો ચાઠાંમાં ધારાં પડયાં હોય, તો પેહેલી સ્થિતિની યાદીમાં કહેલ નં૦ ૬ નો મલમ લગાડવો, અને શરૂઆતમાં બતાવેલ નં૦ ૧ ની ગોળી ખાવી, અથવા નીચેનું મિશ્રણ પીવું:—

નં૦ ૭

**કરિઆતાં**નો ચા કરી તેમાંથી ઔંસ ત્રણ લેવો, અને ઠરી ગયા પછી તેમાં એક ડ્રામ **રસકપૂરનું પાણી** નાખી. ચાઠાં મટી જાય ત્યાંસુધી રોજ બે વખત પાવું.

ગળાંમાં સોજો (Sore throat) હોય, તો નીચેની દવાના કોગળા કરાવવા:—

નં૦ ૮

| | |
|---|---|
| કૅપ્સીકમ ટિંક્ચર | ૩૦ ટીપાં. |
| હાઈડ્રોક્લોરિક ઍસિડ | ૧૫ ટીપાં. |
| ગુલાબજળ અથવા બાવળની છાલનો ક્વાથ | ૬ ઔંસ. |

નં૦ ૯.

| | | | |
|---|---|---|---|
| મધ | ૨ ડ્રામ. | હાઈડ્રોક્લોરિક ઍસિડ | ટીપાં ૩૦. |
| ગુલકંદ | ૨ ,, | ગુલાબજલ | ઔંસ ૧. |
| ચોખ્ખું પાણી | ૬ ઔંસ | | |

ઉપરના પાણીમાંથી એકાદના કોગળા કરવા; અને ગળાં સુધી ખળખળાવીને પાણી કાઢી નાંખવું. પેટમાં પાણી ન ઉતરે એ પૂર્ણ સંભાલ રાખવી. દિવસમાં ત્રણ ચાર વખત થોડા રોજ કરવાથી ફાયદો થશે. ગળાંના સોજા સાથે જીભમાં છાલાં પડી ગયાં હોય, કાકડાને ઇજા પોહોંચી હોય, અને સ્વરનળીમાં ચાંદાં થયાં હોય, તો એક પ્યાલામાં તપાવીને લાલચોળ કરેલો એક પૈસો મૂકી, તે પર એક–બે ગ્રેન **ગ્રે પાઉડર** મૂકીને તરત તેની હવા મોઢામાં જાય એમ મોઢું તે ઉપર ધરવું; અને નીચેના પાણીના કોગળા કરવા.

નં૦ ૧૦.

રસકપૂર..............ગ્રેન ૨. મધ...............૧ ઔંસ.
હાઇડ્રોક્લોરિક ઍસિડ...૧૫ ટીપાં. ચોખ્ખું પાણી......૮ ઔંસ.

આ પ્રમાણે કરવાથી મુખમાંથી ગરમીની અસર દૂર થશે, તથા તાળવાંનાં, નાકનાં, અને ગળાંનાં ચાંદાંઓ મટી જશે.

હાડકાંમાં સોજો થયો હોય, અને ચસકા આવતા હોય, તો બ્લિસ્ટર મારવાથી આરામ જણાશે. **ટિંક્ચર** અથવા **લિનિમેન્ટ આયોડોન** પણ લગાડાય છે. દરદને લીધે ઉંઘ ન આવતી ન હોય, તો **ટિંક્ચર ઓપિયમ** કે **ડોવર્સ પાઉડર** આપવું: **કમ્પાઉંડ કૅમ્ફર લિનિમેન્ટમાં ઍસિટેટ ઑફ મૉર્ફિયાના** બે ગ્રેન ભેળવી દુખાવા ઉપર લગાવવું; અને લોહી સુધારનાર દવાઓ ખાવી. **સાર્સાપરીલાનો** ઉકાળો પીવો.

આંખમાં વરમ થયો હોય, તો મોઢું લાવવું પડે છે. થોડું મોઢું આવ્યા પછી **પોટાશ્યમ આયોડાઇડ** શરૂ કરવો. આંખની કીકી વિસ્તૃત કરવા સારૂ દિવસમાં ત્રણ-ચાર વખત આંખમાં **ઍટ્રોપીન** નાંખવું; અને આંખમાં દૂખાવો હોય, તો આસપાસ **બેલાડોનાનો એક્સટ્રૅક્ટ** ચોપડવો. થોડા દિવસ **ઍટ્રોપીન** નાંખી **કૅલોમેલની** ભૂકી આંખમાં ફુંકીને છાંટવી.

આ દરદ ઉપર કેટલાંક દેશી ઔષધો બહુ ફાયદો કરે છે. **મજીઠનો** ક્વાથ લોહી સુધારવામાં ઠીક કામ લાગે છે. કેટલાક લોકો **હીંગળાની** ચલમ પાય છે. ચાંદીના ક્ષત ઉપર નીચેની દવામાંથી એકાદ લગાવાયછે:—

નં૦ ૧૧.

| | |
|---|---|
| રસકપૂર .........૧ તોલો. | ત્રિફલાની રાખ ..... ૧ તોલો. |
| મુડદાલસીંગ ......૧ ,, | કાંટાળાં માયાં ......૧ ,, |
| કાથો ............૧ ,, | ધોયેલું ઘી ........૧ ,, |
| શંખજીરૂં......... ૧ ,, | |

ઉપરની દવાને ખાંડી, ધોયેલા ઘીમાં મેળવી ક્ષત ઉપર લગાડવી.

આંબાનાં કોમળ પાન લઇ, તેની રાખ કરી ક્ષત ઉપર ભરભરાવવી; અથવા **ત્રિફળાની** રાખને કાથો સાથે લગાડવો, અને ક્ષત બહુ

સડતું હોય તો સાથે થોડું મોરથુથુ મેળવી લગાવવું.

નં૦ ૧૨.

| | |
|---|---|
| લવિંગ ............૧ તોલો. | પારો............ .....૧ તોલો. |
| કાળાં મરી .........૧ ,, | અજમો. ...........૪ ,, |
| અક્કલકરો .........૧ ,, | ભીલામાં ............૩૫ નંગ. |
| વાવડિંગ .........૧ ,, | |

પેહેલાં પારો ને ભીલામાં ઘુંટીને એકત્ર કરવાં; પછી બાકી દવાનું ચૂર્ણ નાખી ફરી ઘુંટવું. જો ગોળી વળાય એવું ન થાય અથવા કઠણ જણાય, તો તેમાં થોડો જૂનો ગોળ નાખવો અને પા રૂપિઆ ભારની ગોળી કરવી. આમાંથી એક ગોળી રોજ સવારે ગળવી. ઉપર ફક્ત દૂધ ભાત ને સાકર ખાવાં. મીઠાં સુધાં ખાવું નહીં.

નં૦ ૧૩.

ત્રિફલા, મજીઠ, આંબળાં, લીંબડાની અંતરછાલ, ગળો, કડુ, અને વજનો ઉકાળો કરી પીવો.

નં૦ ૧૪.

હીંગળો, વસનાગ, ગંધક, પારો, પીપર, વાવડિંગ, હલદર, ચિત્રા, મરી, હરડે, સુંઠ, મોથ, સમુદ્રફેન, બાબચી કડુ, ગરમાળાનો ગોળ, એ સર્વ લીંબુના રસમાં વાટી ક્ષત પર લગાવવું. થોડી વાર પીડા થશે, પણ તેથી ફાયદો થશે.

ઉપદંશ ઉપર **મોરથુથુ** પણ વપરાય છે.

નં૦ ૧૫.

મોરથુથુ......... .................... ૦ાા તોલો.
હીમેજ............................... . ૪ તોલા.

ઉપરનાં બે ઓસડોને ખાંડી એકત્ર કરી, ખરલમાં નાખી, તેને લીંબુના રસની સાત ભાવના દેવી ; પછી તેની ચણા જેવડી ગોળી કરી સૂકવવી. આમાંથી હંમેશાં સવારે એક ગોળી થંડા પાણીમાં ગળી જાવી. ઉપર દૂધ ભાત ને સાકર, તથા ઘઉંના પદાર્થમાં રોટલી અને સાથે

મોળા મગ સિવાય બીજું ખાવું નહીં. આ દવા સારો ફાયદો કરે છે.

ઓસડો ખાવાની સાથે દરદીએ આહાર વિહારમાં પથ્ય પાળવું. દારૂ, મરચાં, વિગેરે ગરમ પદાર્થોથી દૂર રહેવું. મોઢું લીધું હોય તો બનતાં સુધી ઘરમાંજ રહેવું. શરીર ગંદું રાખવું નહીં. લીંબુ વિગેરે ખટાશના પદાર્થો ખાવા નહીં. શરીરમાં શક્તિ હોય તો આઠ—આઠ દિવસે એક હલકો જુલાબ લેવો.



## ७ वर्ध्मरोग ( Bubo. ) બદ.

જાંગનાં મૂળમાં ગાંઠ થાય છે તે બદ કહેવાય છે. કેટલીક વખત પગના કોઇ ભાગમાં ગુંમડું થયું હોય અથવા કાંઇ ઇજા પોચવાથી ક્ષત પડયું હોય, તોપણ સાથળના મૂળ પાસે નાની નાની ગાંઠો બંધાય છે. આ ગાંઠોમાં અને બદમાં તફાવત છે. નાની ગાંઠો થાય છે એને આપણે વેળ ઘાલી એમ કહીએ છીએ. વેળમાં કાંઇ નુકસાન થતું નથી ; અને થયેલું ગુમડું અથવા પડેલું ક્ષત રૂઝાઇ ગયા પછી તે સારી થઇ જાય છે. બદ ઘણુંકરીને આ વેળના કરતાં ઉંચી હોય છે, અને તે બરોબર સાથળના મૂળમાંજ હોય છે. પ્રમેહમાં અને ટાંકીના મરજમાં બદ થાય છે. પ્રમેહની બહુધા પાકતી નથી ; અને જો તેની બરોબર સારવાર કરવામાં આવે, અને દરદી હાલવા ચાલવાનું થોડા દિવસ મોકુફ રાખે, તો તરત સારી થાય છે. પણ ટાંકીની બદ ઘણુ-કરી એક અથવા બે સાથળમાં થાય છે, અને તે પાકી અંદરથી પરૂ નીકળે છે. પ્રમેહની બદ હોય તો તેને બેસાડવાના ઇલાજ કરવાથી તેમાં આરામ લાગશે.

ઉપદંશની બદોમાં પણ તફાવત છે. નરમ ટાંકીની જે બદ થાય છે તેમાં કઠણ ટાંકીની બદ કરતાં પાકવાનો સંભવ વધારે છે. આ બદ કોઇ વાર એક કરતાં વધારે પણ થાય છે ; અને તે પાકી તે માંથી પરૂ નીકળી જાંગના થડમાં ખાડા પડી રહે છે, તથા દરદીને કેટલોક વખત ચાલવા હાલવામાં મુશ્કેલી પડે છે. જનનેંદ્રીમાં જે તરફ ટાંકીનું ક્ષત હોય તે તરફ બદ થાય છે ; અને જો ક્ષત વચમાં હોય તો બન્ને બાજુએ થાય છે. બદ મોટી થઇ પાકવા ઉપર આવે છે ત્યારે તેમાં બહુ પીડા થાય છે. અને દરદીને તાવ ચડી આવેછે. કઠણ ચાંદી સાથે બદ થાય છે તે ઘણુંકરી પાકતી નથી, તેમ તેમાં નરમ ટાંકીની બદ જેટલી

પીડા પણ થતી નથી. ટાંકી સાથે બદ થવાનું કારણ એ છે કે ટાંકીનું ઝેર **લિંફ્રૅટિક** નસોમાં થઇ ત્યાં એકઠું થાયછે. કઠણ ચાંદીનું ઝેર આખા શરીરમાં પ્રસરે છે; પણ નરમનું ઝેર ફકત ત્યાંજ ભેળું થાય છે, અને તેથીજ નરમ ટાંકીમાં તે પાકે છે. આ બદની જો યોગ્ય સારવાર કરવામાં ન આવે, તો ત્યાં ઉંડાં ધારાં પડી જાય છે, અને વખતે જાંગની ધોરી નસ સુધી પોચી ભયંકર પરિણામ નિપજાવે છે.

**ઇલાજ:—પ્રમેહમાંથી થતી બદ** સારી કરવી એ કામ ઘણું મુશ્કેલ નથી. **ટિંક્ચર આયોડીન** લગાડવાથી અથવા તેની આસપાસ **સ્ટ્રૉંગ મરક્યૂરિયલ મલમ** લગાડવાથી આરામ થશે. **ચાંદીની બદમાં** ઘણી સંભાળ રાખવાની છે. બદને સારી કરવાના બે રસ્તા છે. એક તો તેને જેમ બને તેમ પાકવા ન દેતાં અંદરનું ઝેર વિખેરી નાંખવું, અને ગાંઠ બેસારી દેવી એ છે; અને બીજો એ છે કે, તેને પાકવામાં મદદ કરી જલદી પકાવીને પરૂ કાઢી નાખી, પડેલો ખાડો સારો કરી પૂરી દેવો.

બદને સારી કરવાની પેહેલી રીત પસંદ કરવા લાયક છે. કારણ કે તેમાં જોખમ થોડું છે. પેહેલાં તો તાવ હોય અને દસ્ત કબજ હોય, તે માટે કરિયાતાંની ચામાં થોડું એરંડિયું પાઈ દસ્ત સાફ લાવવો. બદ ઉપર અફીણના ડોડવા બાફીને તેનો શેક કરવો, તેથી વેદના ઓછી થાય, એટલે **ટિંક્ચર આયોડીન** તે ઉપર લગાડવું. જરૂર જણાય તો **ટિંક્ચર આયોડીન** ને **લિનિમેન્ટ આયોડીન** સાથે મેળવી તે પર લગાડવું. બદ ઉપર જળો મુકાવીને લોહી કઢાવવાથી પણ પાકતી અટકે છે, પણ એમાં કોઇ સારા ડાકતરની સલાહ લેવી જોઇએ; નહીંતો વખતે બદ પાકયા પછી જેટલી જળો મૂકી હોય છે એટલાં નાસુરો તેમાં પડે છે, અને લોહી ગયાથી નબળાઇ આવે છે. આ ઉપાયોની સાથે બદ ઉપર એકાદ નાની ગાદી જેવું ચો-પાંચવડું લુગડુ મૂકી તે પર સખત પાટો બાંધવાથી બદ ધીમે ધીમે બેસી

જશે. પણ આ ઉપાય, જો બદમાં બહુ દુખાવો ન થતો હોય અને તે ન પાકે એવાં ચિન્હ જણાતાં હોય, તોજ કરવાનો છે.

બદને લગાડવાના ઉપાયોની સાથે કાંઇ દવા ખાવી શરૂ કરી હોય તો ફાયદો થશે.

નં૦ ૧.

પારો.........૨ ઔંસ. ગુલકંદ.........૩ ઔંસ.

જેઠીમધનો ભૂકો ૧ ,,

પારાને પ્રથમ ગુલકંદમાં ઘુંટી, મળી જાય એટલે બાકીનું એક ઓસડ ભેળવી, તેમાંથી ડ્રામ એક લઇ, તેમાં અફીણ ગ્રેન ૧૨ ભેળવવું, અને પછી તેની બાર ગોળીઓ કરવી. આમાંથી સવાર સાંજ એકેકી ખાવી. **સ્ટ્રાંગ મરક્યૂરિયલ મલમ** આશરે અરધા જાયફળ જેટલો લઇ હમેશાં બદની નીચે મસળવો, અને દરદીએ થોડા દિવસ આરામ લેવો. હંમેશાં નિયમિત અને સાદો પણ પુષ્ટીકારક ખોરાક લેવો. થંડી હવા અને રાતનો પવન લેવો નહીં. ખાવાનો અને લગાવવાનો ઉપાય ચાલૂ રાખવાથી થોડા રોજમાં દાંતના પારા જરા નરમ પડયા હોય એવું લાગશે; પણ આથી ગભરાવું નહીં. મલમ લગાડવો બંધ કરવો, અને થોડા વધારે રોજ સુધી ઉપલી ગોળી ખાધા કરવી. તો ત્રણેક અઠવાડિયાંમાં બધું સારૂં થઇ જશે, અને બદ એટલી મુદતમાં બેસી જશે. લીંબડાનાં પાન બાફીને બાંધવાથી અથવા મધ ને ચૂનો લગાડવાથી પણ સારો ફાયદો થાય છે.

આટલું કરતાં બદ બેસે નહીં તથા પાકવા ઉપર આવે, અને તેમાં ચસકા મારે, તો તેને જેમ બને તેમ તરત પાકે એવા ઉપાય કરવા. આ હેતુ પાર પાડવા માટે દિવસમાં કેટલીક વાર ઊના પાણીથી તે ભાગ ધોવો, તથા અળસીની કે ઘઉંના લોટની પોટીસ બાંધવી. દિવસમાં પાંચ–છ વખત ઉપરા ઉપરી સેહેવાય એવી ઊની ઊની પોટીસ બાંધવી; અને ઉપરની ચામડી નરમ અને પાતળી જણાય એટલે નસ્તરથી તેને ફોડવી. ફોડવામાં વિલંબ કરવાથી અંદરના સારા

ભાગો પણ ખવાતા જાય છે, માટે પાક્યા પછી ઘણો વખત જવા દેવો નહીં; તેની સાથે પાક્યા પેહેલાં તે ફોડાય નહીં એ પણ સંભાળ રાખવાની છે. **કાસ્ટિક** લગાડીને પણ બદ ફોડાય છે.

બદને ફોડયા પછી તે ઉપર ગરમ પોટીસ બાંધવી. દિવસમાં બે-ત્રણ વાર પોટીસ બાંધવી, તેથી તેમાંથી બધો બગાડ નીકળી જશે. આ પછી તેમાં **કાર્બોલિક ઑઇલ**માં લિંટ બોળીને મૂકવું અને ઉપર પાટો બાંધવો. બદના ખાડામાં **આયોડોફૉર્મ** ભરભરાવવાથી તરત આરામ થશે. કઠણ ચાંદી સાથે જે બદ થાય છે તે પાકતી નથી, માટે તેને આવા ઉપાય કરવાની જરૂર બહુધા પડતી નથી. તે તો શરીરની બીજી નિશાનીઓની સાથેજ ઓસડો ખાવાથી સારી થશે.

ઉપરના ઉપાયો સિવાય એક દેશી દવા બદ માટે બહુ સારી છે. બદ પાકશે કે નહીં તેની ખાતરી ન થતી હોય તો આ દવા વાપરવામાં આવે છે. આ દવામાં એવો ગુણ છે કે બદના સ્વભાવને તે મદદ કરે છે. જો બદ ભવિષ્યમાં પાકવાની હોય તો આ દવા તેને તરત પકવી નાંખે છે, અને જો તે પાકવાની નથી હોતી તો તેને પાકવા ન દેતાં તે તરત બેસારી દે છે. તેથી આ દવામાં બેવડો ફાયદો છે. તે નીચે પ્રમાણે કરવીઃ-

નં॰ ૨.

સાટોડીનાં મૂળ ........ ૨ તોલા. દેવદાર......૨ તોલા.
સરગવાનાં મૂળની છાલ...૨ ,, સુંઠ........ ૨ ,,
સરશવ...................૨ ,,

ઉપરની દવાને ખાંડી ઝીણો ભૂકો કરી, તેમાંથી થોડો લઇ છાશમાં લઠીને તે બદ ઉપર ચોપડવું; અથવા તેમાં અરધો અરધ ઘઉંનો લોટ નાખી, પોટીસ કરી બાંધવી.



# ૮ मुत्ररोग

આ રોગ પેશાબનો છે. મુત્રાશય અને ગુરદાનાં બંધારણ અથવા કામકાજમાં ફેરફાર પડવાથી એની ઉત્પત્તિ છે. સાધારણ રીતે પેશાબ જેટલો ઉતરવો જોઈએ તેના જથામાં ફેરફાર થઈ જાય છે, અને કેટલીક વખત એવા ઉતરેલા પેશાબમાં જૂદા જૂદા પદાર્થો નીકળે છે. પેશાબ રોગવાળો છે કે નહીં એ નક્કી કરવા માટે પેહેલાં તો તે તંદુરસ્ત સ્થિતિમાં કેવો હોય છે એ આપવાની જરૂર છે, જેથી તંદુરસ્ત અને રોગી પેશાબ વચ્ચે તરત તફાવત જણાઇ આવે.

**તંદુરસ્ત મુત્ર** નિર્મળ, જરા પીળાશપર અથવા ફિક્કા રંગનું હોય છે. ચોખ્ખા તલના તેલ જેવો તેનો રંગ હોય છે. અને તેને થોડી વાર રહેવા દીધું હોય, અથવા ગરમી લગાડી હોય, તો તેમાં નીચે કાંઈ પણ પદાર્થો ન જામતાં ઍમોનિયાના જેવી વાસ આપે છે. તંદુ-રસ્ત માણસને આખા દિવસમાં ૩૦ થી ૪૦ ઔંસ પેશાબ ઉતરે છે. શિયાળાના કરતાં ઉનાળામાં થોડો ઉતરે છે. ઋતુના ફેરફારને લીધે પેશાબમાં આવો ફેરફાર થયા છતાં શરીરમાં કાંઇ હરકત થતી નથી. ઉનાળામાં મુત્ર ઓછું થવાનું કારણ એ છે, કે એ ઋતુમાં શરીરના અવયવોમાંથી પરસેવા વાટે કેટલુંક પ્રવાહી નીકળી જાય છે. પેશાબના રૂપરંગમાં ફેરફાર થવો એ શરીરના કોઇ અવયવમાં બિગાડ થવાની નિશાની છે ખરી; પરંતુ સેહેજસાજ ફેરફારથી એકદમ એવો મત બાંધી શકાતો નથી. કારણ કે પાણી પીધા પછીનો જે પેશાબ આવે છે તેમાં, અને નક્કર ખોરાક લીધા પછીના પેશાબમાં, તથા આખી રાત્રી સૂઇ રહી સવારે કરેલા પેશાબમાં, સેહેજ તફાવત જોવામાં આવે છે. આથી એમ ન સમજવું કે શરીરમાં કાંઈ બિગાડ થયો હશે. સવા-રનો પેશાબ પરિક્ષા કરવાના કામમાં વધારે પસંદ કરવા લાયક છે. કારણ

કે રાત્રીમાં ખોરાક અને પાણી ઘણુંકરી ન લેવાયાથી ગુરદા ઉપર તેની કાંઈ અસર ન થતાં કુદરતી રીતે તેઓ પોતાનું કામ કરે છે, અને તેથી તંદુરસ્તી કે બીગાડ જે હોય છે તે તેના ખરા સ્વરૂપમાં જણાઇ આવે છે.

પેશાબની સ્થિતિ ઉપર પ્રમાણે હોય તો તે તંદુરસ્ત કહેવાય છે; અને તેમાં જે ફેરફાર થાય તે રોગની નિશાની સમજવી. કેટલીક વખત પેશાબ હોવો જોઇએ તે કરતાં ઓછો ઉતરે છે, અને કેટલીક વખત વધારે ઉતરે છે. ઓછો ઉતરવાનું કારણ પ્રવાહી પદાર્થો થોડા લેવાતા હોય તે, અથવા શરીરના કોઈ ભાગનો વરમ થયો હોય તે છે. વધારે ઉતરવાનું કારણ પ્રવાહી ચીજોનું વધારે સેવન, અથવા બહુમુત્રનો રોગ, કે હિસ્ટિરિયા જેવું કોઇ જ્ઞાનતંતુઓની સ્થિતિ જેમાં ઉસ્કેરાયલી રહે એવું દરદ હોય છે.

પેશાબનું જ્યારે કોઈ દરદ થાય છે ત્યારે તેમાં અનેક પદાર્થો માલમ પડે છે. જ્યારે કોઇ પદાર્થો પેશાબમાં પડે છે, ત્યારે તેની કુદરતી સ્વચ્છતા જતી રહે છે, અને તે થોડીવાર રહ્યા પછી થોડો ઘણો ડોળાયલો લાગે છે. કેટલીક વખત વાદળાં જેવો કોઈ પદાર્થ મુત્ર ઉપર તરતો જણાય છે, અને કેટલીક વાર પદાર્થ તળીયે બેઠેલો હોય છે. આવી રીતે પેશાબમાં જે પદાર્થો નીકળે છે તેમનું ટુંક વર્ણન નીચે પ્રમાણે છે:—

**યૂરિક ઍસિડ:**—જ્યારે આ ઍસિડ પેશાબમાં હોય છે ત્યારે પેશાબ અમ્લ હોય છે. તેનો રંગ રાતા ભૂરા રંગનો હોય છે; અને ઠર્યા પછી નીચે પીળા રંગની ઝીણી રેતી જેવાં રજકણ દેખાય છે. ગરમી લગાડયાથી આ કણો પીગળી જતાં નથી. નાઈટ્રિક ઍસિડથી તે પીગળે છે, પણ હાઇડ્રોક્લોરિક અને ઍસેટિક ઍસિડની અસર તેપર થતી નથી, એ તેને પારખવાની એક યુકિત છે. આ ઍસિડવાળાં મુત્રમાં લાઈકર પોટાસ નાખી ગરમ કર્યો હોય તો તે ઓગળી જશે.

**યૂરેટ ઑફ લાઇમ અને સોડાઃ**—આ પદાર્થવાળો પેશાબ ઘટ્ટ હોય છે; તેમાં ડોળ જેવું જણાય છે: અને ગરમ કરવાથી પેશાબ સ્વચ્છ થાય છે.

**ઍમોનિયાના ક્ષારઃ**—આવા પદાર્થોવાળો પેશાબ ફિક્કા રંગનો હોય છે. ગરમ કરવાથી આલ્બ્યુમિન જેવો પદાર્થ તેમાં દેખાશે. આલ્બ્યુમિનમાંથી તેને ઓળખવા માટે તેમાં નાઈટ્રિક ઍસિડ નાખવામાં આવે છે. જો એ પદાર્થ ઓગળી જાય તો તે આલ્બ્યુમિન નહીં, પણ ઍમોનિયાનો એકાદ ક્ષાર છે એમ સમજવું.

**આલ્બ્યુમિનઃ**—આ પદાર્થવાલા પેશાબને એક કાચની નળીમાં લઇ ગરમ કર્યો હોય, તો આ પદાર્થ ઘટ્ટ થઈ, વાદળાં જેવો પદાર્થ અંદર દેખાશે. જો પેશાબ અમ્લ હશે તોજ આ પ્રમાણે થશે. પણ જો તે અમ્લ વિરૂદ્ધ (ઍલ્કેલીન) હોય, તો તેમાં નાઈટ્રિક કે ઍસેટિક ઍસિડનાં થોડાં ટીપાં નાખી પછી ગરમી આપવી. આ સિવાય સાકર પણ પેશાબમાં પડે છે. એનું વર્ણન મધુપ્રમેહના વિષયમાં આપશું. આ ઉપરાંત યૂરિક ઑકસાઈડ, ફૉસ્ફેટ આફ લાઇમ, કારબોનેટ ઑફ લાઈમ, પરૂ, લોહી વિગેરે પદાર્થો પડે છે. પણ આ વિષયમાં દરદીઓને પોતાની મેળે કાંઈ સૂઝે એવું ન હોવાથી આંહિં લખવું નિરર્થક છે.

મુત્રની પરિક્ષામાં દેશી ગ્રંથકારોનો એવો મત છે, કે સવારના પેશાબને એક કાચના વાસણમાં લઈ તેની યોગ્ય પરિક્ષા કરવી. જૂદી જૂદી જાતના ખારો કે સાકર વિગેરે પારખવાની અમુક રીત એમાં નથી. ફકત દરદીનાં ભવિષ્ય વિશેજ એમાં ઈસારા કર્યા છે. પ્યાલામાં રાખેલા પેશાબમાં એક સળીથી તેલનું ટીપું નાખતાં, જો તે ટીપું એમને એમ રહી તેની ઉપર તરે તો દરદી મુશ્કેલીથી સાજો થવાની એ નિશાની છે. જો ટીપું પથરાઈ જાય તો તરત સાજો થશે એમ ગણાય છે. પણ જો ટીપું પેશાબમાં નીચે જઈ બેસે તો દરદીની સાજા થવાની આશા છોડવામાં આવે છે. આ પ્રમાણે ટુંકામાં પેશાબનું સાધારણ

જ્ઞાન કરાવી, આપણે હવે આપણા મૂળ વિષય ઉપર આવીયે.

**ઉપાયઃ**—આવાં દરદોમાં શરીર નખાઈ જાવાની સાથે દરદીનું મન પણ ઘણું ચિંતાતુર થઇ ગયું હોય છે. તેમાં પણ ઑગ્ઝેલેટ ઑપ્ લાઇમ અને ફૉસ્ફેટ ઑફ્ લાઇમ જેને પડતું હોય છે, એવાં દરદીઓ બહુ ચિંતાતુર ચેહેરાનાં દેખાય છે. તેઓની આ ચિંતા યુક્તિથી દૂર થાય તેમ કરવું. દરદી તેના દરદના વિચારમાં આખો દિવસ રહ્યા કરે એમ ન થવું જોઇએ. આવા પદાર્થો ઘણા જથામાં પડયાથી કેટલીક વખત નબળાઇ એકદમ વધી જઇ તરત મરણ નીપજે છે. માટે ઉપાયમાં બેકાળજી રાખવી નહીં.

જો દરદી સશક્ત હોય તો પેહેલાં એરંડિયાંનો કે રૂબાર્બનો હલકો જુલાબ આપવો. સખત જુલાબથી દૂર રહેવું. સવાર–સાંજ **પ્રમેહ-નાશની** એકેક ગોળી ખાતાં જવી. પેશાબમાં પડતા દરેક પદાર્થ માટે તેનાં ખાસ ઓસડો વપરાય છે. પણ દરદીઓ પેશાબમાં પડતા હરકોઇ પદાર્થને વીર્ય તરીકેજ માનતા હોય છે, અને તેનું ખરૂં સ્વરૂપ જાણતા નથી; એટલે દરેકને માટે જૂદું ઓસડ આપવાથી કયું ક્યારે વાપરવું એનો ગુંચવાડો થવાના સંભવથી આંહીં લખ્યાં નથી.

પેશાબનાં દરદીઓને મુખ્ય વાત જે ધ્યાનમાં રાખવાની છે તે તેઓને આહાર વિહાર કેવી રીતે કરવો એ છે. દવા ન ખાનારાઓ પણ જો પથ્ય પાળવામાં બરાબર ચાલે તો આવાં દરદો સેહેજ સારાં થાય છે. એટલા વાસ્તે નીચે થોડું વિવેચન કર્યું છે.

શરીરને યોગ્ય કસરત ન મળવાથી પણ આ રોગની ઉત્પત્તિ થાય છે. માટે હંમેશાં થોડી થોડી **કસરત** કરવી. આથી આવાં દરદોને ફાયદો થશે, એટલુંજ નહીં પણ પાચનશક્તિમાં સુધારો થઈ, શરીરની સ્થિતિ સુધરવા માંડશે.

**ખોરાક** લેવામાં પણ **નિયમિત** અને **મિતાહાર** થવું. દરરોજ વખતસર ખાવાની ટેવ મુખ્યત્વે કરીને આવા દરદીઓને સારી છે. આવાં દરદોમાં હોજરીનો સ્વભાવ અમ્લ (ઍસિડ) હોય છે; માટે એમાં

વધારો થાય એવા પદાર્થો, જેવા કે લીંબુ વિગેરે થોડા ખાવા. ખોરાક યોગ્ય રીતે પાકેલો અને પચે એવો ખાવો. એક દિવસ વધારે અને બીજે દિવસ ઓછો એમ ખોરાકના જથામાં વખતો-વખત ફેરફાર કરવો નહીં. પેટમાં ચુંકા આવે એવા પદાર્થો ખાવા નહીં. અને જરા જેટલું પણ અજીર્ણ ન રહે એની પૂર્ણ સંભાળ રાખવી. અતિશય ખાટા-ખારા પદાર્થોની પરેજી રાખવી; અને ખોરાક સાદો લેવો. પાચનશક્તિ આવાં દરદોમાં ઘણી મંદ હોય છે; માટે જમતાં પેહેલાં થોડું આદુ અને સિંધાલુણ ખાવું. જેઓને ખપતો હોય તેમણે થોડો **બ્રાંડી** પીવો; એથી મનમાં અને શરીરમાં સારો કાંટો રહે છે. હોજરીનો અમ્લ સ્વભાવ (ઍસિડિટી) દૂર કરવા માટે જો જરૂર પડે તો **કાર્બોનેટ ઑફ સોડા** અથવા **કાર્બોનેટ ઑફ પોટાશ**ના દશ કે પંદર ગ્રેન પાણીથી લઈ લેવા. ખાટા અડકાર આવતા હોય, પેટમાં ચેન ન પડતું હોય, તથા અજીર્ણ જેવું લાગતું હોય, એ હોજરીના અમ્લ સ્વભાવનું ચિન્હ છે. માટે એવું હોય ત્યારે ઉપરની દવા વાપરવી.

દસ્ત સાફ લાવવાની જરૂર છે. માટે **કમ્પાઉન્ડ કોલોસિન્થ પિલ્સ** રાત્રે લેવી; અથવા હરડે અને મધ ચાટવાં. આવાં દરદીઓએ ઉનાળામાં સવારે ઊઠતાં વેંત નાવાની ટેવ રાખવી. પાણીમાં પડીને નાવા કરતાં નળ નીચે બેસીને અથવા શરીરપર પાણીનો છંટકાવ થાય એવી રીતે નાહાવું એ સારૂં છે. નાઇ રહ્યા પછી જાડાં કપડાંથી શરીરને ઠીક ઘસીને લુવું. ચામડીને તેની તંદુરસ્ત સ્થિતિમાં રાખવા માટે ફ્લાનલ (ફલાલીન) પેરવાની જરૂર છે. તેમાં પણ શિયાળામાં અવશ્ય એવાં લુગડાં પેરવાં. શિયાળામાં નાવામાં ઊનું પાણી વાપરવું.

દરદ દૂર કરવા માટે ઔષધોપચારની સાથે ઉપરના નીયમો અવશ્ય પાળવા; કારણ કે એથી ફાયદો થવામાં ઘણી મદદ મળે છે.



## ૯ बहुमुत्र. (Diabetes.) પિશાબનો વધારો.

આ એક ભયંકર રોગ છે. એમાં મુત્ર બહુ જાય છે, અને તેમાં સાકરનો ભાગ વિશેષ હોય છે. ઘણું કરીને આ રોગમાં પેશાબ પારદર્શક અને રંગમાં ફિકાશપર હોય છે; હલાવતાં તેમાં ફીણ ચડે છે; તેમાં મધને મળતી ઉંડી ઉંડી વાસ આવે છે. બીજા રોગના કરતાં આમાં અજાયબી એ છે, કે બીજામાં ભૂખ ઓછી લાગે છે, પણ આમાં ખાવાની રૂચી વધે છે. કેટલાકને પેટમાં બેચેની રહે છે; તૃષા અતિશય લાગે છે, અને તે સહન થતી નથી; મોઢું સૂકું સૂકું થઇ રહે છે; જીભ રતાશપર હોય છે; રસના એટલે સ્વાદ લેવાની શક્તિ કમ પડી જાય છે; ત્વચા લૂખી રહે છે; શરીરમાં નબળાઇ જણાય છે; સાંધાઓમાં કળતર થાય છે; દસ્ત કબજ રહે છે, અને અનિયમિત ઉતરે છે; વખતે મુત્રછિદ્ર પાસે કંઇ કંઇ સોજો દેખાય છે; દ્દષ્ટી ઝાંખી થાય છે, અને અને આંખમાં દુખાવો થાય છે; ઉત્પાદક ઇંદ્રિમાં નબળાઇ આવી જાય છે; અને જો રોગ બહુ ટકે તો કેવળ પંઢત્વ આવી જાય છે, તથા શરીરમાં કાંટો રહેતો નથી. જો પેશાબને ગરમ જગાએ રાખ્યો હોય તો તેની સપાટી ઉપર લોટ ભરભરાવ્યો હોય એમ લાગે છે. આ રોગ વાળા દરદીનું થુંક અમ્લ હોય છે. આ રોગના મુખ્ય બે ભાગ છેઃ—

**મધુપ્રમેહ( ડાયાબીટીસ મેલિસ )**:—આ રોગનાં ચિન્હો ઉપર આવ્યાં છે એને મળતાંજ છે. પેશાબ વધારે આવે છે; સ્વાદમાં તે ગળ્યો હોય છે; તેમાં મધની ગંધ આવે છે; તેમાં થોડા કે ઘણા પ્રમાણમાં સાકર હોય છે; શરીર અશક્ત થઇ જાય છે; તૃષા ઘણી લાગે છે; એ વિગેરે ઉપર કહ્યાં તે ચિન્હો જણાય છે. ઘણું કરી ખાવાની રૂચી અને દસ્તની કબજીયત આમાં વિશેષ રહે છે; દાંતના પારા જરા રતાશ ઉપર અને નરમ રહે છે; શરીરમાંથી માંસ ઓછું થાય છે; મન નબળું થાય છે,

અને ધ્યાન આપવાની શક્તિ કમ થાય છે; સ્વભાવ ચિંતાતુર અને ચી-ડિયો થઇ જાય છે; પેશાબની હાજત એટલી સખત લાગે છે કે કલાકે કલાકે પેશાબ કરવા બેસવું પડે છે; આખા દિવસમાં દશ શેર અથવા કોઇને વીસ—પચીસ શેર જેટલો પેશાબ ઉતરે છે. આ દરદમાં મુત્રમા-ર્ગમાંથી રસી નીકળે છે, અને તેથીજ તેની ગણુતરી પરમિયામાં ક-રીને તેને **મધુપ્રમેહ** એટલે સાકરીઓ પ્રમેહ કહે છે. ખોરાક લીધા પછી અથવા સાકરના પદાર્થો ખાધા પછીના પેશાબમાં સાકરનો ભાગ વધારે પડે છે. થોડા પેશાબને કાચની નળીમાં લઇ, તેમાં તેટલુંજ ક્યુપ્રિક સલ્ફેટનું પાણી તથા લાઈકર પોટાશ ઉમેરી, તેને ગરમ કરવું. આમ કરવાથી તેનો રંગ રાતો કાળો થઈ જાય તો તેમાં સાકર છે એમ સમજવું. સાધારણ નિશાની એ છે, કે પેસાબને થોડો વખત રાખવાથી તે ઉપર કીડીઓ ચડવા માંડશે. રોગીની ત્વચા પણ ભૂખરી લાગે છે.

આવા દરદીને જો રોગ વધે, તો છેવટના ભાગમાં ક્ષયનાં ચિન્હો થાય છે. આ સિવાય યકૃતના વ્યાધિ, માથાપર લોહી ચડી જવાનો રોગ, વગેરે થાય છે. કેટલાકને ત્વચાના રોગ થાય છે, કોઇને પાઠું થાય છે; નબળાઇ વધતી જઇ દરદી બેશુદ્ધ થાય છે; અને આખર મરણુ પામે છે.

**ઉપાય:**—આ રોગમાં ખોરાક ખાવા ઉપર બહુ કાળજી રાખ-વાની છે. સાકર તથા સ્ટાર્ચવાળા પદાર્થો ખાવાથી પેશાબમાં સાકરનો જથો વધી જાય છે; માટે તે બંધ કરવા. તાજાં ફળ મીઠાઇ વિગેરે ખાવાં નહીં. ઘઉં બનતાં સુધી ન ખવાય તો સારૂં, કારણુ કે તેમાં સ્ટાર્ચનો ભાગ છે.

ઔષધોપચારમાં શરીરમાં કૌવત આવે એવું હોવું જોઇએ. **લોહ** આમાં ઉપયોગી થઇ પડશે. **લોહ** અને **ક્વિનાઈન**ને મેળવીને પણુ આપવામાં આવે છે. **અફીણ** પણુ વપરાય છે. નીચેનો કાઢો એને માટે સારો છે:—

નં૦ ૧. ત્રિફલા, વાંસનાં પાન, નાગરમોથ, કાળીપાટ, એ સર્વ સમ ભાગે લઇ, ક્વાથ કરી પીવો.

નં૦ ૨.

હરડાં, બેડાં, આબળાં, દેવદાર, દારૂહળદર, નાગરમોથ, એનો કાઢો કરી પીવો; અથવા ગળોનો રસ કાઢી પીવો. તેથી તૃષા ઓછી લાગશે.

૨. **ડાયાબીટીસ ઈન્સિપિડસઃ**—આને **બહુમુત્રનું** ખરૂં નામ યોગ્ય છે. આમાં મધુમેહનાં બધાં ચિન્હો થાય છે; પણ ફકત પેશાબમાં સાકર પડતી નથી. પેશાબનો રંગ પાણી જેવો હોય છે. આમાં પણ મધુમેહની પેઠે શરીરની નબળાઇ અને તૃષા હોય છે. જીભ ધોળાશ ઉપર હોય છે; પેટમાં અપચો રહે છે; દસ્ત પણ કબજ રહે છે; શરીરની ચામડી સૂકી લાગે છે; ઘણા મુત્રલ પદાર્થોનું સેવન કરવાથી અથવા એવાં ઓસડો વખતોવખત ખાવાથી, ગુરદાનાં દરદથી, હિસ્ટિરિયાથી, ઘણા વિષયથી, પ્રમેહને વખતે **બાહ્સમ કોપેબાનો** હદ ઉપરાંત ઉપયોગ કરવાથી, એવાં અનેક કારણોથી આ રોગ ઉત્પન્ન થાયછે.

**ઉપાયમાં** મધુપ્રમેહને મળતા ઉપાયો કરવા.

---

## ૧૦ મુત્રગાંઠ. ( Stricture. )

આ રોગ એવો છે કે જેમાં પેશાબ કરતાં હરકત થાય છે. તે થોડે થોડે અથવા ટીપે ટીપે ઉતરે છે. કોઇ વાર વાંકી ચુંકી ઝીણી ધાર થાય છે; અને પેશાબ કરતાં દુખાવો થાય છે. આ રોગની શરૂઆતમાં ઝાઝી અડચણ ન પડવાથી ધીમે ધીમે તે વધે છે, અને ભવિષ્યમાં અતિશય નુકસાન કરે છે.

**સ્ટ્રિક્ચર** (મુત્રગાંઠ)ની બે જાત છે. એકને **સ્પેઝ્મૉડિક**, અને બીજી ને **પરમૅનન્ટ** કેહે છે. પેહેલી સ્નાયુના સંકોચાવાથીથાયછે અને બીજી થવાનું મુખ્ય કારણ પ્રમેહ છે. પ્રમેહને લીધે અથવા પ્રમેહ વખતે અયોગ્ય રીતે મારેલી પિચકારીઓથી અંદર ગાંઠ જેવું થઈ આવી પેશાબને રોકે છે. હસ્તદોષથી, અતિ વિષયથી, અને ગરમ હવાવાળા પ્રદેશનો પવન લેવાથી પણ તે થાય છે ખરી.

**સ્પેઝ્મૉડિક સ્ટ્રિક્ચર:**—આ ગાંઠ ઘણુંકરી મુત્રાશયનાં ગળાં પાસે થાય છે. સારી તબિયતનાં માણસોને શરદીમાં ફરવાથી, પેશાબને ઘણી વાર રોકવાથી, હોજરી અને આંતરડાંના કાંઈ ફેરફારથી, અથવા અતિશય ઘોડાની સ્વારી કરવાથી થાય છે.

**પરમૅનન્ટ સ્ટ્રિક્ચર:**—પેહેલી જાત કરતાં આ જાતની ગાંઠ વધારે ભયંકર છે. મુત્રમાર્ગનું અંદરનું પડ સૂજવાથી તે થાય છે. પેહેલાં પેશાબ થોડો થોડો ઉતરતાં અંતે તે ટીપે ટીપે ઉતરે છે. જ્યારે ઘણી શરદી લાગે ત્યારે, અથવા આવું દરદ હોય તે છતાં ઘોડાની સ્વારી લાંબો વખત કરી હોય, અને પેશાબની હાજત રોકી હોય, તો પેશાબ તદ્દન બંધજ થઈ જાય છે. દરદીને જનનેંદ્રીનાં ફૂલ ઉપર ખરજ આવે છે, અને બહુધા ત્યાં દુખાવો થાય છે; મુત્રમાર્ગમાંથી ચીકણો પદાર્થ નીકળે છે, અને તેથી પ્રમેહની ભ્રાંતિ થાય છે; કેટલીક વાર આ સોજો મુત્રાશય સુધી પોચે છે; દરદીને રાત્રીમાં વખતોવખત ઉઠવું પડે છે;

પેશાબ તદન બંધ રહેવાથી આંચકી આવવા જેવું થાય છે; નિદ્રા ન આવવાથી તથા દુઃખથી દરદી લેવાતો જાય છે. અને ચેહેરો ફિક્કો પડી જાય છે; ક્ષુધા કમી થઇ જાય છે; દરદીને વખતોવખત કમ-કમાટી આવે છે; વાંસો ફાટે છે અને તેમાં દુઃખ થાય છે; મુત્રાશય ભરાઇ જવાથી ફાટું ફાટું થાય છે; અને વખતે ફુક્કો ફાટે છે, તથા દરદી મરણ પામે છે.

**ઉપાયઃ**—પેહેલી જાતની ગાંઠ અથવા સોજાને માટે ઉપાયો ઘણા છે. પણ બીજી જાતને માટે ઉપાયો ભાગ્યેજ ઉપયોગી થાય છે. બીજી જાતને માટે મુત્રમાર્ગમાં સળી નખાવવી પડે છે; એટલા માટે કોઈ સારા ડાકતરની સલ્લાહ લેવી. પેહેલી જાતનું દરદ હોય તો, દરદીને ગરમ પાણીમાં બેસાડવો; કેસૂડાં બાફીને ઉનાં ઉનાં પેડુ ઉપર બાંધવાં; અથવા ગરમ પાણીનો શેક કરવો. થોડું અફીણ આપવાથી દુખાવો ઓછો થશે. વિલાયતી સાબુને છોલી તેનો પાતળો લાંબો ગોટલી જેવો આકાર કરીને સફરામાં મૂકવાથી પેશાબ છૂટશે. આ સિવાય નિચેના ઉપાયો કરવાઃ—

નં૦ ૧.

એળચી, પાષાણભેદ, શિલાજીત, ગોખરૂ, કાકડીનાં બી, સિંધવ, અને કેસર, એનું ચૂર્ણ કરી, ચોખાના ધોણમાં આપવાથી પેશાબ છૂટશે.

નં૦ ૨. નાળીએરનાં પાણીમાં નિર્મલીનાં બીનું ચૂર્ણ તથા એળચી નાંખીને પાવું.

નં૦ ૩.

પાષાણ ભેદ, ગરમાળાનો ગોળ, ધમાસો, હીમજ, ગોખરૂ, એનો કાઢો કરી, તેમાં મધ નાંખી પાવાથી પેશાબ ઉતરશે. પેહેલી સ્થિતિના રોગમાં ઉપરના ઉપાયોથી પેશાબ છૂટશે; અને કદી ન છૂટે તો સળી નખાવવી પડશે. બીજી સ્થિતિમાં પણ એજ ઉપાયો વાપરવા; તેમાંથી કેટલીક વખત ફાયદો થાય છે.



## જનનેંદ્રિયના બીજા ઉપદ્રવોનું ટુંક વૃત્તાંત.

**૧૧ બૅલેનાઇટિસ:**—આ રોગમાં જનનેંદ્રીના મુખ ઉપર સોજો થાય છે. કોઇ વખત ભૂલથી તેને ટાંકી તરીકે માની લેવામાં આવે છે. અને કોઇ વખત ખરી ટાંકીના સોજાને બૅલેનાઈટિસ ગણી જવાય છે. તેથી ઉપચારમાં ફેરફાર થઇ નુકસાન થાય છે. પ્રમેહનું ઝેર મુત્રમાર્ગમાં અસર કરવાને બદલે, તેની અસર જનનેંદ્રીના ઘુમટા ઉપર અથવા ઘુમટાની ચામડી ઉપર થવાથી તે સૂજી આવે છે, અને તેમાંથી ચીકણો પદાર્થ નીકળે છે. ચામડી પર થાય ત્યારે **બૅલેનાઇટિસ** અને, ઘુમટા ઉપર થાય ત્યારે **પોસ્થાઇટિસ** કહેવાય છે. સૂજેલા ભાગમાં ખરજ આવે છે; કોઈ વખત સોજાને લીધે તાવ આવે છે; અને જો આ રોગની સાથે **ફાઇમોસિસ** ( ઘુમટાનો સંકોચ ) હોય છે, તો ટાંકી થઈ હોય એવી ભ્રાંતિ ઉત્પન્ન થાય છે.

**ઉપાય:**—આ દરદનો ઉપાય બહુ મુસ્કેલ નથી. પ્રમેહના વિષયમાં જણાવેલાં પિચકારી મારવાનાં ઓસડોમાંથી એકાદ તૈયાર કરી, તેમાં લૂગડું પલાળી બાંધી રાખવું; અને એ પાણીથી દિવસમાં બે-ત્રણ વાર ધોવું. એક-બે દિવસ એમ કર્યા પછી, સાદું તેલ લઈ, તેમાં લિન્ટ કે સાદું કપડું ભીંજવી એની ઉપર બાંધવું; એટલે આરામ થઈ જશે. સોજો ઘણો હોય, તો સાદું ચુનાનું પાણી તેને ધોવામાં વાપરવું, તેથી આરામ જણાશે. દસ્ત કબજ હોય તો થોડું એરંડિયું પીવું.

**૧૨ ઑર્ચાઈટિસ:**—આ દરદમાં વૃષણ સૂજી આવે છે. પ્રમેહના દરદીને આમ થતું જોવામાં આવે છે. વૃષણમાં દરદ થાય છે. મુત્રમાર્ગના બહુ સોજાથી, અને તેનો યોગ્ય ઈલાજ તરત ન કરવાથી, તથા પ્રમેહ વખતે ઉપરા ઊપર અને બિનસંભાળે પિચકારીઓ મારવાથી અથવા મુત્રમાર્ગમાં ઘણી વખત સળીઓ નખાવવાથી, ઘણું દોડવાથી

કે ઘોડે બેસવાથી, પ્રમેહના વખતમાં થંડા પાણીથી જનનેંદ્રીને તથા વૃષણુને ધોવાથી, ઘણો દારૂ પીવાથી, અને તે ભાગને ઘણી શરદી લાગવાથી, આ રોગ થાય છે. જ્યારે વૃષણુમાં પીડા થઇ તે સુજવા માંડે છે, ત્યારે ઘણુંકરી મુત્રમાર્ગમાંથી નીકળતું પરૂ ઓછું થાય છે અથવા બંધ પડે છે, અને સોજો વધતો જાય છે; વૃષણુને અડકવાથી દુખાવો થાય છે; એટલુંજ નહીં પણ દરદી આરામમાં હોય તોપણ પીડા થાય છે. કેટલીક વખત દરદની અસર મુત્રપિંડ અથવા ગુરદામાં પણ જણાય છે; અને દરદીની કમ્મર અને વાંસો ફાટે છે.

**ઉપાયઃ**—પ્રથમ તો લુગડાંથી વૃષણુને જરા ટેકાવી તેને ઝૂલતા બંધ કરવા, તેથી તરત દુખાવામાં ફાયદો થશે. શરીરને જરા પણ મેહેનત આપવી નહીં; બનતાં સુધી બેસી ન રહેતાં સૂઇ રહેવું. ઉલટી થવાનાં ઓસડો લઈ એકાદ ઉલટી કરવી, અથવા ઉલટી ન કરતાં ઉલટીની હાજત રહ્યા કરે એવાં ઓસડો લેવાં: પાંચ વાલ મીંઢોળનો ભૂકો આપવાથી ઉલટીની હાજત રહ્યા કરશે. અફીણના ડોડવા ઉકાળી તેના ગરમ પાણીથી શેક કરવો; શેક ઘણો વખત જારી રાખવો, તથા તે કરવામાં ફ્લાનલનું કપડું વાપરવું. વચમાં થોડી વાર શેક બંધ કરી, ઘઉંનો લોટ અને દૂધની પોટીસ કરી ઊની ઊની બાંધવી, તેથી દરદીને આરામ લાગશે, અને નિદ્રા આવી જશે. ઉંઘ ઉડી ગયા પછી પાછો શેક શરૂ કરવો. આમ કરતાં પણ સોજો નરમ ન પડે તો થોડી જળો મુકાવવી; દરદીને ઉના પાણીના વાસણમાં બેસારવો. આ ઉપાયોથી આરામ થયા પછી વૃષણુ જરા મોટું અને કઠણ લાગે છે; તે માટે તે ઉપર પારા તથા ચરબીનો બનાવેલ પારાનો મલમ લગાવી, લુગડાંની એક કોથળીમાં તેને બાંધી રાખવું; અને તદન આરામ થાય ત્યાંસુધી તે ઝૂલતું ન રહે એટલા માટે જે પાટો રાખ્યો હોય તે છોડી ન નાંખતાં રાખ્યા કરવો.

**૧૩. ફ્રાઇમોસિસ (ઘુમટાનો સંકોચ):**—ઘુમટાની ચામડીનું મુખ નાનું થઈ ઘુમટો ઉપર ન ચડી શકે ત્યારે આ રોગ થયો કહેવાયછે.

ચામડી ધુમટાપર આવી જઇ તે પાછી ઉપર ચડી શકતી નથી, અને ચડાવવાનો પ્રયત્ન કરતાં પીડા થાય છે અને ચીરા પડે છે. આને માટે ઉપાયમાં પોટીસ બાંધવી; અને સાદા તેલમાં બોળીને પોતું બાંધવું. આ ઉપાય કરવાની સાથે ધીમે ધીમે ચામડી ઉપર ચડાવી જોવી. ચામડી ઉપર ચડે તો પાછી નીચે ઉતારવી, અને ઉના પાણીનો શેક કરવો. આમ વખતોવખત ચડાવ ઉતાર કરવું; અને પોટીસ તથા ગરમ પાણીનો શેક, જ્યાંસુધી સોજો ઉતરી જાય ત્યાંસુધી, ચાલુ રાખવો.

૧૪. **પૅરૅફાઈમોસિસ (ધુમટાનો ઉર્ધ્વસંકોચ)**:—આ દરદમાં ચામડી જનનેંદ્રીના મુખ ઉપર ચડ્યા પછી સંકોચાઇ જઇને નીચે ઉતરતી નથી; અને કેટલીક વખત મુખના ગળા પાસે એવો સખત ફાંસો ચાલે છે, કે તેને કપાવ્યા વિના છૂટકો થતો નથી. પ્રમેહની બરોબર સારવાર ન રાખવાથી, અથવા **ફાઈમોસિસ**માં ચામડી ચડાવ્યા પછી ઉતારી ન શકવાથી આ દરદ થાય છે. આગળના વિષયમાં કહ્યા પ્રમાણે ઉપાય કરવા.

૧૫. **ગ્લીટ**:—પ્રમેહનો રોગ નાબૂદ થયા પછી કેટલાકને ચીકણો પારદર્શક જેવો પદાર્થ મુત્રમાર્ગમાંથી નીકળે છે, તે રોગને આ નામ આપેલું છે. ખરાબ તંદુરસ્તીનાં માણસોને એ થાય છે; અને તે એવો હઠીલો રોગ છે, કે જો વૈદ્ય કે દરદી તેને કાઢવા પાછળ પૂરતું લક્ષ નથી દેતો તો તે ઘણો લાંબો વખત રહે છે. જો દરદીને પ્રમેહ વખતોવખત થઇ આવે તો તેમાંથી મુત્રગાંઠ થાય છે; અને આ મુત્રગાંઠ થવાની પેહેલી નિશાની આ પ્રવાહી પદાર્થનું શરૂ થવું એ છે. આ રોગ થયા પછી જો આહારવિહારમાં નિયમિતપણું નથી રખાતું, તો તેથી નુકસાન થાય છે, અને રોગ ઘર કરી જાય છે. ખોરાકમાં પકવાન લેવામાં આવે, અને દરદીને દારૂ પીવાની ટેવ હોય, અથવા તન અને મનની કસરત ઘણી થતી હોય, તો નીકળતા પદાર્થનો જથ્થો વધે છે. પણ જો ખાવાપીવામાં નિયમ રાખ્યો હોય, શરીર ને મનને જોઇએ તે કરતાં વધારે મેહેનત ન પડતી હોય, તો જથ્થો કમી થશે,

અને તેની સાથે યોગ્ય દવા ચાલતી હશે તો દરદી થોડા દિવસમાં દુઃખમાંથી મુક્ત થશે. આ દરદ પણ પ્રમેહની જાતનું છે, અને શરીરમાંથી હંમેશાં જે થોડો થોડો જથો નીકળતો જાય છે તેથી શરીને નબળું કરી દે છે. બધાં દરદી ઉપર આ રોગની સરખી અસર થતી નથી. દરદીની તંદુરસ્તી અને તેની રીતભાત ઉપર એનો વધારે આધાર છે. ઘણો વખત આ રોગ રહે, તો ઉત્પાદક ઇંદ્રીમાં નબળાઇ આવેછે. સાધારણ રીતે પ્રમેહ મટયા પછી માણસો જેને ધાત જવી કહે છે તે રોગ છે. અને એવી ધાત જવાથી જે ખરાબ પરિણામ આપણે જોઇએ છીએ તે આ રોગનાં છે. આ રોગની કાંઇ હદ નથી. કેટલાક ભાગ્યશાળીને થોડાં અઠવાડિયાંમાં મટી જાય છે, અને કેટલાક કમનશીબને તે વરસો સુધી પણ ચાલે છે.

**ઉપાયઃ**—આ રોગમાં કર્ત્તા **પ્રમેહનાશની** ગોળીઓ વાપરે છે. અને તેની સાથે જો દરદી મિતાહારીપણે રહે છે, તો થોડા દિવસમાં રોગથી મુક્ત થાયછે. પ્રમેહના વિષયમાં જે જે ઉપાયો કહ્યાછે તેમાંથી એકાદ આમાં વાપરવો, તેથી આરામ થશે.

નં૦ ૧.

ચણકબાબ ... ૮ તોલા } એ બંનેને ઝીણાં ખાંડી, તેમાંથી દશ વાલને
ફટકડી ...... ૨ ,, } આશરે સવારે તથા સાંજે ઠંડા પાણીથી લેવું.

જો દસ્ત બરોબર સાફ ન આવતો હોય, તો એક દિવસ રાત્રે થોડું એરંડિયું અથવા અરધો તોલો હીમજમાં બે આની ભાર સાકર નાખી રાત્રે સૂતી વખત લેવું. હંમેશાં દસ્ત કબજ રહેતા હોય, તો કર્ત્તાની **જઠરપ્રદીપની** ગોળીઓ બે સૂતી વખત લેવી. રેચ લેવામાં ક્ષાર પદાર્થ ન વાપરવો એ સંભાળવું.

પ્રમેહના વિષયમાં પિચકારી મારવાનાં જે ઓસડો બતાવ્યાં છે, તેમાંથી એક તૈયાર કરી દિવસમાં ચાર વખત પિચકારી મારવી. **જસતનાં ફુલ ૧૦ ગ્રેનને આઠ તોલા પાણીમાં ઓગાળી એની પિચકારી મારવાથી પણ ઠીક થશે. જો આ પાણીથી કાંઇ દુખાવો થાય તો પાણી જરા વધારે નાખવું, એટલે દવાનું જોર કમી થવાથી પીડા નહીં થાય.**

વ્યભિચારાદિ દોષથી કે એવી બીજી ખરાબ ટેવથી દરદ થયું હોય, તો એ ટેવ છોડી દઈ મન પવિત્ર રાખવું. ઉત્પાદક ઈંદ્રીના તમામ અવયવોને થંડા પાણીથી હંમેશ ધોવા. ધોવાના પાણીમાં થોડું મીઠું નાખવું. **લોહની મેલવણીની** એકાદ દવા ખાવાથી શરીર વળી આવશે. **જસતભસ્મ** આ રોગ ઉપર સારી અસર કરે છે.

આ દરદના રોગીએ સવારમાં વેહેલાં ઉઠી થોડું ફરી આવવાની કસરત કરવી, અને પછી સ્નાન કરવું. સ્નાન કરતી વખત એકદમ ડુબકી મારી તરત બાહાર આવવું. ઘણો વખત પાણીમાં પડી રહેવું નહીં. સાંજ સવાર દશ દશ મિનિટ સુધી ગુહ્ય અંગોને થંડા પાણીથી ધોવાં, અને પછી જાડાં કપડાંથી સાફ કરવાં. આ રોગ હઠીલો છે, માટે દરદીએ ધીરજ રાખી દવા કર્યા કરવી. એક ડાકટરને મૂકી બીજા પાસે જવાથી તરત ફાયદો થશે એમ ધારવું નહીં. મૂળા ખાવાથી આવા રોગીને ફાયદો થાય છે, માટે રૂચિ થાય તેણે તે અથવા કોબીજ ખાવાં.

**૧૬. સોરાએસિસ પેન્યૂટિઆઈ (ધુમટાના ચીરા):**—આ દરદમાં ધુમટાની ચામડી ઉપર કેટલાક ચીરા પડેછે; તેમાંથી વખતે લોહી નીકળેછે, પીડા થાયછે, અને બળતરા ચાલેછે; તે ઉપર જો લુગડું અડકેછે તો દુઃખ થાયછે. આ રોગ મટાડવો સેહેલો છે. પ્રથમ એ ભાગને ફટકડીનાં કે જસતનાં ફૂલનાં પાણીથી ધોઇને, તેપર પારાનો મલમ લગાડી, ઉપર લિંટ અથવા ઉનનું કપડું બાંધવું; અને લંગોટ વાળી રાખવી, કે જેથી પેહેરેલાં કપડાંની સાથે તે ભાગ ઘસાઈને થતી વેદના અટકશે.

**૧૭. હર્પિસ પેન્યૂટિઑલિસ (ધુમટાનાં ચાઠાં):**—આ દરદમાં પેહેલાં ધુમટા ઉપર અતિશય ખરજ આવે છે, અને દરદી ખણ્યા વિના રહી શકતો નથી. ધુમટાના ભાગ ઉપર ખરજ સાથે થોડી બળતરા પણ થાયછે. તપાસ કરતાં ધુમટા ઉપર અથવા અંદર અને કદાચ બન્ને ઠેકાણે ચણાની દાળ જેવડાં ચાઠાં માલમ પડશે. વખત જતાં તેના કદમાં વધારો થાય છે; અને વખતે વધારે છોલાઇ જવાથી ટાંકી જેવું ક્ષત પડે

છે. હોજરી અને આંતરડાંમાં કાંઈ અવ્યવસ્થા થવાથી, કે મુત્રમાર્ગનાં દરદથી, અથવા સ્ત્રીસંગ પછી બરાબર સ્વચ્છતા ન રાખવાથી, અથવા ઘણા ગરમ પદાર્થો ખાવાથી, આ દરદ થાય છે.

પેહેલાં દરદવાળા ભાગને ઉના પાણીથી ધોઈ, કોરાં લિન્ટથી કે ઉનનાં કપડાંથી એ ભાગને સાફ કરવો; અને પછી **ઝિંક ઑક્સાઇડ**નો ભૂકો ઉપર ભરભરાવી, લંગોટવાળી રાખવી; અથવા ફટકડીનાં કે જસતનાં ફૂલનાં પાણીથી ધોઇ ઉપર **ઝિંકનો મલમ** કે **રસવંતી** ઘસીને ચોપડવી, અને પછી લંગોટ વાળવી. દસ્તની કબજીયત રહેતી હોય, અથવા પેટમાં ઠીક ન હોય, તો રાત્રે સૂતી વખત **જઠરપ્રદીપની** કે એરંડીઉં અથવા સૉલ્ટ લેવું; એ આરામ થવામાં મદદ કરશે.

**૧૮. વૃષણમાં ચસકાઃ**—આ દરદમાં વૃષણમાં અતિશય ચસકા આવેછે, અને કોઇ કોઇ વખત તે સૂજી પણ આવેછે. જેઓને મુત્રમાર્ગનું દરદ હોય છે, અથવા જેઓને અતિવિષયથી કે પેશાબમાં બહુ ધાત જતી હોય છે, અથવા જેઓ માદક ઔષધો ખાઈ નસોને તેમાં ન હોય તેવો બિનકુદરતી ક્ષણિક જુસ્સો આપવા મથતા હોય, અને તેમ કરીને વીર્યને અનિયમિતપણે ખરાબ કરતા હોય, તેઓને આ દરદ થાય છે. એમાં કેટલીક વખત વૃષણને જરા અડતાં પણ ભારે વેદના થાય છે.

આનો ઉપાય કરવામાં જનનેંદ્રીના બધા અવયવોને તેમની સ્વાભાવિક તંદુરસ્ત સ્થિતિમાં લાવવાની જરૂર છે. એ અવયવો જે જે દ્રવ્યોને ઉત્પન્ન કરે છે અને બહાર કાઢે છે, તે તે દ્રવ્યો તંદુરસ્ત હાલતમાં ઉત્પન્ન થાય, અને જોઇએ તેજ પ્રમાણમાં બહાર નીકળે, એવા ઉપાયો કરવા જોઇએ. આને વાસ્તે એકાંતરાં રાત્રે દસ્ત સાફ આવે એવી એકાદ દવા લેવી, જેને માટે અર્ધ તોલો હીમજ અને બે આનીભાર સિંધાલુણ સારૂં કામ કરશે. અથવા જોઇએ તો **જઠરપ્રદીપની** બે ગોળીઓ લેવી. **સારસાપરિલા**નો ઉકાળો જે મોટી બાટલીઓમાં આવે છે તેમાંથી દરરોજ બબે તોલા સવાર સાંજ ઘણા

દિવસ સુધી શરૂ રાખવો. સારસાપરિલાને બદલે આપણું દેશી કરિયાતું ઉકાળી પીવાથી પણ ફાયદો થશે. ઘણી ધાત જવાથી જે ચસકા આવે છે તે બહુ સખત હોય છે, અને કેટલીક વખત તે અણધાર્યા એકદમ ઉપડે છે. તેને માટે જે ખરાબ ટેવ હોય તે છોડી દેવી, અને જો પેશાબ કે સ્વપ્નમાં ધાત જતી હોય તો તે વિષયમાં કહેલા ઉપચાર કરવા. તેમ છતાં આરામ ન થાય તો થોડી જળો લગાડવી, અથવા **બેલાડોના** આખા વૃષણ ઉપર લગાવી દેવું. કેટલીક વખત ઠંડા પાણીથી આરામ થાય છે, અને કોઈ વખત શેકથી ફાયદો થાય છે. દસ્ત સાફ લાવવા ઇંગ્રેજી દવા વાપરવી હોય, તો **બ્લૂ પિલ** ગ્રેન ૧૨ અને **કમ્પાઉન્ડ રૂબાર્બ પિલ** ગ્રેન ૩૬ મેળવી, તેની બાર ગોળીઓ બનાવી, એકાંતરાં રાત્રે એકેક લેવી.

**૧૯. વેરિકોસીલ (વૃષણની નસોનો સોજો):**—વૃષણમાંથી લોહીને લઈજનારી નસો કોઇ વાર ફૂલી જાયછે, તેને આ નામ આપેલુંછે. જેઓનો બાંધો નબળો હોયછે, અને જેઓનાં વૃષણ હમેશાં ઢીલાં અને લટકતાં રહેછે, તેઓમાં આ દરદ જોવામાં આવેછે. આ રોગનું મૂળ અતિવિષય અથવા હસ્તદોષ છે એમાં કાંઇ શક નથી ? અને આવા દરદીની જનનેંદ્રી ઘણી નબળી હોય છે, તથા તેને વખતોવખત ધાત જાય છે. નસો ફૂલી આવે છે ત્યારે હાથથી દાબી જોતાં તેમાં ગાંઠા જેવું લાગે છે, અને જમીનમાંથી નીકળતાં અળશિયાં જેવી તે લાગે છે. નીચેના ભાગમાં કાંઇ બોજો ટાંગ્યો હોય એમ દરદીને લાગે છે, અને કેટલીક વખત તેમાં પીડા થાય છે. ચાલતાં અથવા ઘોડે બેસતાં વેદના વધારે થાય છે.

જેઓને આ દરદ વખતોવખત ઉપડતું હોય તેઓએ હંમેશાં લંગોટ રાખવી સારી છે. દરદ થાય ત્યારે ચત્તા સૂઇ, જે તરફની નસોમાં દરદ હોય તે તરફનો પગ બીજા પગ ઉપર ચડાવી ઉંચો રાખવાથી તરત ફાયદો જણાશે. પરંતુ પાછું તરત ઉભા થવાથી હતું તેવું થઈ જશે, માટે થોડી વાર એમજ પડી રહેવું. દસ્ત હંમેશાં સાફ આવે તેમ કરવું; અને એ માટે ઉપર જણાવેલામાંથી એકાદ ઉપાય કરવો. થંડાં પાણીનાં

પોતાં મૂકવાથી **અથવા** ફટકડીનાં કે જસતનાં ફૂલનાં પાણીનું **લોશન** બનાવી તે વાપરવાથી શાંતિ થશે. શરીરની તંદુરસ્તી સુધારવા માટે દરીઆનાં પાણીથી અથવા સાદાં પાણીમાં થોડું મીઠું નાખી તેથી નાહાવું; અને **લાઇકર ફેરીનાં** પાંચ ટીપાં કલંબાની ચામાં નાખીને થોડા દિવસ પીવું; અથવા **લોહભસ્મ** એક થી બે ગ્રેન મધ સાથે હંમેશ લેવી; અથવા **વાજીકરણકેસરી** નં૰ ૧. સવાર સાંજ ખાવું. દરદીઓ પોતાની મેળે જેટલું કરી શકે તે આ છે. તેમ છતાં આરામ ન થાય, તો સારા ડાકટરની સલ્લાહની જરૂર છે.



# આહારવિહાર.

મુત્રરોગના વિષયમાં તેવા દરદીઓને માટે જે આહારવિહાર બતાવવામાં આવ્યો છે, તે સિવાય બીજા દરદીઓને માટે ટુંકામાં આંહીં આપવામાં આવેલ છે. મુખ્યત્વેકરીને નબળાઇના રોગીઓને નીચેની સૂચના અવશ્ય ધ્યાનમાં રાખવા લાયક છે. ઔપધની સાથે નીચેના નિયમો પળી શકે તેટલા પળાશે તો ફાયદો થવામાં ઘણી મદદ મળશે.

**દિનચર્યાઃ**—આ વિષયમાં સવારમાં ઉઠયા પછીના વખતથી તે રાત્રે સૂતી વખત સુધીના આહારવિહાર આવી જાય છે. સવારમાં બહુ વેહેલું ન ઉઠાય તો સૂર્યોદય પેહેલાં ઉઠવાની ટેવ પાડવી. વેહેલું ઉઠવાથી શરીરમાં ફુરતી રહે છે; અસૂરૂં ઉઠવાથી શરીર દિવસ આખો સુસ્ત રહ્યા કરે છે, અને ચેન પડતું નથી. ઉઠયા પછી મળમુત્રનો ત્યાગ કરી, તરત દાતણ કરવું. ત્યારપછી થોડી કસરત કરવાની જરૂર છે.

**કસરતઃ**—સવારમાં કસરત કરવાની બીજી કોઇ યુક્તિના કરતાં ખુલ્લી હવામાં ફરવા જવું એ વધારે સારૂં છે. આ કામ સુરજ ઉગ્યા પેહેલાં થઇ જાય તો વધારે સારૂં. જેમ બને તેમ મનને વધારે ખુશીમાં રાખવાની જરૂર છે, એટલા માટે ફરવા જતી વખતે રસ્તે રમુજ પડે એવું સાધન સાથે હોવું જોઇએ. એકાદ સદ્‌ગુણી સાથી હોય તો વખત ખુશીમાં જશે. પસંદ પડે એવી પણ નીતિના રસ્તાથી ઉલટી ન હોય એવી વાતો કરતાં રસ્તો કાપવો; તેથી થાક નહીં જણાતાં કરસત મળશે. કસરત હદ ઉપરાંત ન થવી જોઇએ; નહીં-તો તેથી ફાયદા કરતાં નુકસાન વધારે છે. શરીરની બીજી કસરતોમાં દંડ પીલવા વિગેરે છે. આ સિવાય દરિયા કીનારેનાં શેહેરોમાં હોડીઓમાં બેસી હલેસાં મારવાની કસરત કરાય છે. તરવાની કસરત સર્વથી સારી

છે. જો ઘણા મિત્રો હોય તો ક્રીકેટ રમવાનું પણ બની શકે. જેઓને ઘરની વાડી કે બાગ હોય તેઓએ સવારે થોડું થોડું કામ બાગમાં પોતાને હાથે કરવું; તેથી એક જાતના નવા અભ્યાસની સાથે કસરત મળશે. ઘોડે બેસવાની કસરત ફાયદાકારક છે ખરી; પણ ઉત્પાદક ઈંદ્રીના દરદીઓને તેની ભલામણ થઇ શકે નહીં.

**અભ્યંગ:**—ઉપર કહ્યા પ્રમાણે શરીરની શક્તિ પ્રમાણે અનુકૂલ આવે તેવી કસરત કરી ઘેર આવવા પછી શરીરે કોઇ સુગંધી અથવા મીઠું તેલ ચોળવું. તેલ લગાવતી વખતે શરીર ઉપર જોરથી તેને ઘસવું. સ્નાયુઓને એથી જોર મળશે, અને નસો પોતપોતાનું કામ બરોબર બજાવતી રહેશે. તેલ ચોળી રહ્યા પછી આંબળાંનો ભૂકો શરીર ઉપર ઘસીને અથવા સાબુ ચોળીને નહાવું.

**સ્નાન:**—સ્નાન કેવી રીતે કરવું તે કહેતાં પેહેલાં જણાવવું જોઇએ, કે સવારમાં ઉઠીને તરત અથવા મળમુત્ર ત્યાગ કરીને તરત ઉત્પાદક ઈંદ્રીને દસ મિનિટ સુધી ધોવી. ધોવાનો વિષય સ્નાનનાં આવે છે. એ સબબથી આમાં નાખેલ છે. ધોવાના કરતાં એક ઉંડા વાસણમાં થંડું પાણી ભરીને તેમાં જનનેંદ્રી તથા તે સાથે સંબંધ રાખતા બીજા અવયવોને બોળી રાખવા એ વધારે સારૂં છે. ઉનાળામાં પાણી બહુ ટાઢું હોતું નથી, માટે તેમાં થોડું મીઠું કે સૂરોખાર નાખવો. તેથી ટાઢું થશે, આવી રીતે કર્યા પછી તે ભાગને જાડા ટુવાલથી લૂઈ નાંખવા.

કસરત કરી આવી તેલ ચોળી સાબુથી નહાવું. નહાવામાં તળાવ કે નદીમાં નવાયછે. પણ તે કરતાં ઉંચેથી પડતાં પાણી નીચે બેસી નહાવું એ પસંદ કરવા લાયક છે. જેઓએ નહાવા પેહેલાં કસરત ન કરી હોય તેઓએ કુંડ, તળાવ કે નદીમાં નહાવું. કે જેથી તરવાની થોડી ઘણી કસરત થાય. નહાતી વખત મસ્તક પેહેલું પલાળવું જોઇએ. દરિયાના પાણીમાં નહાવાથી શરીરમાં વધારે ફુરતાઈ રહે છે. આખા શરીર ઉપર પાણીનો છંટકાવ થાય એવી યુક્તિથી નહવાય તો મન ઉત્સાહમાં રહેછે; માટે કોઇ માણસ પાણી છાંટે એવી રીતે બને તો તેમ કરવું. ઓછામાં ઓછી

દશ મિનિટ સુધી સ્નાન કર્યા પછી જાડા ટુવાલથી ઘસીને શરીર સાફ કરવું; અને ત્યારપછી થોડી વાર આમ તેમ ફરવું, એટલે શરીરમાં ગરમી આવી જશે. જેઓને ફરવા જવાની ટેવ હોય તેઓ કસરત ન કરતાં પેહેલાં નાહીને પછી ફરવા જશે તોપણ ચાલશે.

**ચાઃ**—સ્નાન કર્યા પછી ચા પીવાની ટેવ હોય તેણે ચા પીવી. આ વ્યસનથી જેઓ દૂર હોય તેઓએ ચા પીવાની ટેવ પાડવી નહીં; કારણ કે તેમાં કહેવાય છે તેવો ફાયદો નથી. અને કેટલાકનો તો એવો પણ મત છે કે તેથી નુકસાન થાય છે; માટે માત્ર ઔષધ તરીકેજ તેને વાપરવી. જેઓની પાચનશક્તિ મંદ હોય તેઓએ ચા ઉકાળતી વખત થોડી સુંઠ તેમાં નાખવી. જેઓ ઔષધ ખાતા હોય તેઓએ નિયમ પ્રમાણે ઔષધ ખાઈ ઉપર ચા પીવી. ચા ખરીદવામાં સંભાળ રાખવાની જરૂર છે. ખરાબ ચા પીવાના કરતાં તે નજ પીવી એ પસંદ કરવા લાયક છે.

સારી ચા નબળાઇનાં દરદીઓને લોહી સુધારવામાં મદદ કરે છે. માટે જેઓ ચા વાપરતા હોય તેઓએ સારીજ વાપરવી. ચા ઉપર કેટલાકને નાસ્તો કરવાની આદત હોયછે, તે પસંદ કરવા લાયક નથી. કારણ કે કાચરકુચર ખાવું એજ વૈદ્યકના નિયમથી ઉલટું છે; માટે એ ટેવ ધીમે ધીમે છોડી દેવી.

**ખોરાકઃ**—સાધારણ રીતે દિવસમાં બે વખત ખોરાક લેવાનો રીવાજ છે. જેઓને શરીરની મેહેનત કરવી પડે છે તેઓએ ત્રણ વખત લેવો જોઇએ. એક વખત લીધેલા ખોરાકનું ત્રણથી ચાર કલાક સુધીમાં પાચન થઇ જાય છે. આ દર પ્રમાણે મનુષ્યે ત્રણ વખત ખોરાક લેવો-જોઇએ. પણ જેઓ બે વખત લેતા હોય તેઓને તે ક્રમ ફેરવવાની જરૂર નથી. ખોરાક પોષણ કરે એવો, પણ સાદો અને ઘણા મસાલા વિનાનો હોવો જોઇએ. ખોરાક કેટલો લેવો એ તેના ગુણ ઉપર આ-ધાર રાખે છે. સ્નિગ્ધ અને ભારે ખોરાક થોડો લેવો, અને હલકો ખો-

રાક તૃપ્તી થાય એટલો ખાવો. એકજ વખત પેટ ઠાંસીને ખાવા કરતાં થોડું થોડું વધારે વખત ખાવું એ સારૂં છે; તેમ તદન થોડું ખાઇને ભૂખ્યાં મરવું એ પણ ઠીક નહીં. ખોરાકમાં જેને ખપતું હોય તેણે તાજું માંસ એક વખત વાપરવું. જેઓને માંસ ખપતું ન હોય તેઓએ દૂધ વધારે વાપરવું. દૂધ તાજું હોવું જોઈએ. જૂનાં કરતાં નવું અન્ન સારૂં છે. એકજ વખતે ઘણી જાતનાં વસાણાં ખાવાં નહીં. ખોરાક સાથે શાકભાજીની જરૂર છે; કારણ કે તેથી કેટલાક રોગ થતા અટકે છે. દૂધ, ઘી, વિગેરે મધુર પદાર્થોનું સેવન કરવું; પણ તીખા, ખાટા અને ખારા પદાર્થો જેમ બને તેમ થોડા વાપરવા. જેઓને ખોરાક બરાબર પાચન થતો ન હોય, અને જમવાની રૂચિ થતી ન હોય, તેમણે જમવા બેસતી વખત પેહેલવેહેલું જરા આદુ ને મીઠું ખાવું; એથી અગ્નિ પ્રદિપ્ત થશે, અને ખાવાની રૂચિ ઉત્પન્ન થશે. ટાઢું અન્ન ન ખાતાં દરેક વખત ઉનું તૈયાર કરાવી જમવું. ખોરાક લેતાં ઉતાવળ કરવી નહીં, પણ દરેક ગ્રાસ ચાવી ચાવીને ઉતારવો; એથી હોજરીને તેના કામમાં મદદ મળશે. જમતી વખત મન સ્થિર અને ખુશીમાં હોય એમ રાખવું. કોઇ જાતના ચિંતાકારક વિચાર તે વખતે મનમાં ન હોવા જોઇએ. ખોરાક લેતાં મુંગે મોઢે જમવા કરતાં વચ્ચે વચ્ચે થોડી વાતચિત કરતાં જવું. શરીરને શ્રમ પડયો હોય ત્યારપછી તરત જમવું નહીં; તેમ જમ્યા પછી તરત તન મનને મેહેનત આપવી નહીં. રાતના ખોરાકમાં ભારે અન્ન ખાવું નહીં, અને ગરમ મસાલો પણ વાપરવો નહીં. ખોરાક તેમજ પાણી પણ સ્વચ્છ હોય એ સંભાળ રાખવી. ગાળ્યા વિના પાણી પીવું નહીં. શક્તિ હોય તેઓએ ફિલ્ટર વાપરવો. એકદમ ઘણું પાણી પીવાથી નુકસાન થાયછે. જમીને તરત પણ ઘણું પાણી ન પીતાં વીશ પચીશ મિનિટ પછી જોઇએ તેટલુંજ પીવું જોઇએ. તે કરતાં વધારે કે ઓછું પાણી લેવાથી અન્ન બરાબર પચતું નથી. જેઓનાં શરીર કૃશ હોય તેઓએ દિવસમાં વખતો વખત થોડું થોડું પાણી પીવું. જેઓ ફૂલી ગયેલાં શરીરવાળા

હોય તેઓએ બને તેમ પાણી ઓછું લેવું. રાત્રીના ભાગમાં પાણી થોડું પીવું.

ફળફૂલાદી તાજાં અને પૌષ્ટિક હોય તેજ ખાવાં. દાડમ, પાકાં અંજીર, કેળાં, દ્રાક્ષ, સક્કરજંદ, કેરી, એ બધાં ખુશીથી રૂતુ મુજબ ખાવાં; પણ તેઓ પૂર્ણ રીતે પાકેલાં હોવાં જોઇએ. સડેલાં ફળોથી દૂર રહેવું. ખાટાં ફળો ખાવાથી પરહેજ રહેવું. અપક્વ પદાર્થોથી નુકસાનજ થાય છે; માટે ભોજન સિવાય બનતાં સુધી બાકીનું પેટમાં નાખવું નહીં. તોપણ ખુશી થાય તો કોઈ વખત ફળો ખાવામાં હરકત નથી. શાકમાં બટેટાં, સૂરણ, વિગેરે કંદ, તથા તાંદળજો, મેથી, કોબીજ, વિગેરે શાક ભાજી ખાવી. દસ્તની કબજીયતવાળાને તાંદળજો ફાયદાકારક છે. એ શાક ઔષધિનું કામ સારે છે. માટે જેઓથી બને તેણે ઘણુંકરીને એજ વાપરવું.

ખોરાક લીધા પછી તરત સૂવાની ટેવ રાખવી નહીં. ધીમે ધીમે થોડાં પગલાં ચાલ્યા પછી જે કામ કરવાનું હોય તે કરવું. દિવસે સૂવું એ સારૂં નથી; માટે ગ્રીષ્મરૂતુ સિવાય દિવસે કદી સૂવું ન જોઇએ. જેઓને ટેવ હોય તેઓએ પણ ખોરાક લઇને તરત સૂવું નહીં. ખોરાક લઈને એક કલાકની અંદર મગજને બહુ તસ્દી આપવી નહીં; કારણ કે તેથી હોજરી અને મગજ બન્નેને સાથે કામ કરવું પડે છે, તેથી અન્ન યોગ્ય રીતે પચતું નથી.

**નિદ્રા:**—મનુષ્યે ઓછામાં ઓછા છ થી આઠ કલાક સૂવાની જરૂર છે. આખો દિવસ શારીરિક કે માનસિક કામ કર્યા પછી શરીરનાં દરેક અંગને આરામએશની જરૂર છે. નિદ્રામાં થાકી ગયેલા બધા ભાગ પાછા સતેજ થાય છે. પ્રવૃત્તિના પ્રમાણમાં ઉંઘની જરૂર છે. જેઓએ દિવસ આળસમાં ગાળ્યો હોય છે તેઓને રાત્રે સુખે નિદ્રા આવતી નથી; માટે જેઓને કામ થોડું હોય તેઓએ આગળ કહ્યું છે તેમ કસરત કરવી. ઉંઘનો નાશ એ રોગ થવાની ભવિષ્ય વાણી છે.

પીઠ ઉપર અથવા ચીતું ઘણી વાર સૂવું નહીં. જેઓને ખરાબ સ્વપ્નાં આવવાની ટેવ હોય તેઓએ તો કદી ચીતાં ન સૂવું. જમણે અથવા ડાબે પડખે સૂવાની ટેવ પાડવી. ડાબે પડખે સૂવું એ વધારે પસંદ કરવા યોગ્ય છે; કારણ કે તેથી પાચન ક્રિયાને મદદ મળે છે. બહુ સ્વપ્ન આવતાં હોય તો રાત્રે ટાઢા પાણીથી નાહીને સૂવાથી સ્વપ્નાં આવતાં અટકશે. આખે અંગે નહાવાનું ન બને, તો માથાંને પાણીથી ધોવું. તે છતાં કદી સ્વપ્ન આવે, તો તરત ઊઠી, પેશાબ કરી, જનનેંદ્રીને પાણીથી ધોઇ, પાછું સૂઈ જવું. રાત્રે ખોરાકમાં પ્રવાહી પદાર્થો બહુ લેવા નહીં; તેમજ સુવા આગમચ એકાદ કલાકથી પાણી વિગેરે બીજા પ્રવાહી લેવા નહીં, એટલે મુત્રાશયમાં બહુ પ્રવાહી ન ભરાવાથી પણ સ્વપ્નાં આવતાં અટકશે.

ઘણામાં ઘણા આઠ કલાક સૂઇને ઊઠવું. જાગૃત થયા પછી પથારીમાં પડી રહેવું નહીં; પણ તરત ઊઠી, આગલ કહ્યું છે તેમ નિત્યનિયમ પ્રમાણે મળમુત્ર ત્યાગ કરી, પછી નિયમ પ્રમાણે વર્તવું.

**શીયલ:**—માણસે સદ્દગુણી થવાની ઘણી જરૂર છે; તેમાં પણ મુખ્યત્વે કરીને આવા રોગીઓ માટે એ ઘણું અગત્યનું છે. જે ખરાબ ટેવ પડી હોય, અને ઘણુંકરીને જેને લીધે દરદીને દરદ થયું હોય છે તે ટેવ છોડી દેવી. મન ઉપર યોગ્ય કાબુ રાખ્યા સિવાય તંદુરસ્તી કદી મળતી નથી; માટે પ્રથમ મન દ્રઢ કરવાની બહુ જરૂર છે. વિષયોત્પાદક પુસ્તકો અને નાટકો વાંચવાં છોડી દેવાં; તેથી ચાલચલણમાં તરત ફેરફાર થશે. ખરાબ દોસ્તોથી અને સ્ત્રીઓની મશ્કરી કરવાથી દૂર રહેવું. જેઓ દરદી હોય તેઓએ તો બને ત્યાંસુધી સદ્દગુણી સ્ત્રીઓથી પણ દૂર રહેવું, કે જેથી ચંચળ મનોવૃત્તિને કોઇ વખત ઉશ્કેરાવાનો પ્રસંગજ મળે નહીં. જેઓ પરણેલા હોય તેઓએ હંમેશાં નિયમિત રહેવું. શક્તિ ઉપરાંત શ્રમ કરવાથી હંમેશાં નુકસાનજ છે એ યાદ રાખવું. સ્ત્રીપુરૂષની શય્યા જૂદી જૂદી રાખવી, કે જેથી જુસ્સાઓ તેની હદમાં રહેશે, અને તેમને અયોગ્ય રીતે ઉશ્કેરાવાનો થોડો પ્રસંગ મળશે. જુસ્સાઓ તેમના

ખરા રૂપમાં આવી યોગ્ય વખતે પોતાની મેળેજ મનોવૃત્તિને ચંચળ કરેછે, તે વખતે ફરજ પ્રમાણે વર્ત્તવામાં હરકત નથી. સ્ત્રીસંગ પછી સ્વચ્છ થવાની ઘણી જરૂર છે. રાત્રે કઢી રાખેલું સાકરવાળું દૂધ, તેમાં થોડી બદામ નાખીને, સ્ત્રીસંગ ઉપર પીવાની ટેવ રાખનારાઓને અતિશય ફાયદો થશે.

**વ્યસન:**—ઘણુંકરીને મનુષ્યને એક યા બીજું વ્યસન તો હોયજ છે. કેટલાક અફીણ, કેટલાક તમાકુ, કોઈ ગાંજો કે ભાંગ, અને કેટલાક સોપારીનું વ્યસન રાખે છે. આવી બાબતોથી દૂર રહેવુ એ સારૂં છે.

**અફીણ** ખાવાવાળાથી તે તરત છોડી દેવાતું નથી, તેમ કેટલીક વખત તેથી ગેરફાયદો પણ થાય છે. ઘણુંકરી જુવાનીમાં જણાતી નબળાઇને લીધેજ કેટલાકને અફીણની ટેવ પડી હોય છે. શરીરમાં શક્તિ આવવાનાં ઓસડો ચાલૂ કરી થોડે થોડે અફીણ મુકાયતો સારૂં; પણ કદાચ તેમ ન બની શકે તો તેના જથામાં તો કોઈ પણ કારણે વધારો કરવો નહીં. અફીણ કમી કરવાની સાથે પેહેલાં તો થોડી નબળાઈ જણાશે, પણ જો યોગ્ય ઔષધો લેવાતાં હશે તો શરીર થોડા દિવસમાં સારૂં થશે.

**તમાકુ**નો ઉપયોગ એક અથવા બીજી રીતે આપણામાં સાધારણ થઈ પડયો છે. કોઇ ચાવે છે, કોઈ સુંઘે છે, અને કોઇ પીયે છે. તમાકુ ચાવવાની અને સુંઘવાની ટેવ ખરાબ છે. તેથી તંદુરસ્તીમાં બિગાડ થાયછે. તેઓ પોતાનું શરીર ખરાબ કરેછે, તેની સાથે પાસે બેસનારને પણ તે કંટાળો આપે છે. તમાકુ ચાવનારની હોજરી અને સુંઘનારનાં ફેફસાંઓ ખરાબ થાય છે. માટે આ ખરાબીને ખાતરજ અથવા તો પોતાની પાસે બેસનારાઓને કંટાળો ન ઉપજાવવાની સભ્યતા ખાતર આવા વ્યસનીઓએ એ વ્યસન ધીમે ધીમે છોડી દેવું જોઇએ.

જેઓ તમાકુ **પીએ** છે તેઓને ઉપરના વ્યસનીઓ કરતાં થોડો ગેરફાયદો છે; તોપણ એ વ્યસન કાંઇ પસંદ કરવા લાયક નથી. જેઓને બીડી, હોકો, વિગેરે પીવાની ટેવ હોય તેમણે નિયમમાં રહીને

તે પીવાં. વધારે જથામાં અને ઘણી વાર પીવાથી સ્નાયુઓ ઢીલા થઇ જાય છે, અને લોહીની ગતિ ધીમી થઈ જાય છે. જેઓને તમાકુ પીવા વિના ચાલતુંજ ન હોય તેવાઓએ ખોરાક લીધા પછી એક અથવા બે બીડી પીવી, અને ધીમે ધીમે વધારે પીવાની ટેવ છોડી દેવી.

**ગાંજો, ભાંગ,** વિગેરે ખાવાની કે હોકામાં પીવાની લત ખરાબ છે, માટે તે સમૂળગી છોડી દેવી. ભાંગ પીવાથી કેટલાંક ગરમીનાં દરદને ફાયદો થાય છે ખરો, પણ તે તેના ઔષધી ગુણછે, માટે તે તેવાં દરદીઓનેજ ઉપયોગી છે. ભાંગમાં ખોરાક પચાવવાનો ગુણ છે ખરો, પણ તેમાં એક જાતનો નિશો છે, જે ઉત્પાદકઇંદ્રીના અવયવોને તેમાં શક્તિ ન છતાં ઉશ્કેરણીની હાલતમાં લાવે છે, અને તેથી તેની માદક અસર દૂર થતાં નબળાઇ વધેછે; માટે આવાં વ્યસનથી દૂર રહેવું.

**પોશાક:**—ઋતુ પ્રમાણે જોઇએ તેવાં અને શક્તિ પ્રમાણે લુગડાં પેહેરવાં. શરીરને અડકીને રહે એવી રીતે ફ્લાનલનું કપડું બની શકે તેઓએ પહેરવું. ગરમ લુગડું રાખવાથી ત્વચા પોતાનું કુદરતી કામ સારી રીતે બજાવી શકે છે, અને બાહારની હવાના વખતો વખતના ફેરફારની અસર નબળાં શરીર ઉપર થતી નથી, તેથી તંદુરસ્તી સચવાય છે. ભભકાદાર પોશાકની જરૂર નથી, પણ સાદા અને સ્વચ્છ પોશાકની ખાસ અગત્ય છે.

**દસ્ત:**—દસ્તની કબજીયત દૂર કરવાની ઘણી જરૂર છે. અને આવાં દરદીઓમાં તે ઘણુંકરીને વિશેષ જોવામાં આવે છે. કબજીયત મટાડવાને વખતોવખત સખત જુલાબો લેવાથી તે રોગ ઉલટો વધતો જાય છે, માટે સખત રેચ લેવા નહીં. જરૂર જણાય તો એરંડીઉં વાપરવું. પણ સૌથી સરસ ઇલાજ હરડેનો અથવા હીમજનો ભૂકો સાકર કે સીંધાલૂણ સાથ લેવાનો છે. દસ્ત ઉતારવાનાં ઓસડો ઘણી વખત લેવાથી આંતરડાંને તેવી દવા લેવાની ટેવ પડી જાય છે, અને

તેથી દસ્ત માટે વખતો વખત દવા લેવી પડેછે. માટે વારંવાર દસ્તની દવા લેવી નહીં. પથારીમાંથી ઊઠતાં વેંત થોડું ટાઢું પાણી પીવાની ટેવ પાડવાથી દસ્ત હંમેશાં સાફ આવશે, અને બીજી દવાની જરૂર નહીં રહે; તેની સાથે પાચનશક્તિ પણ ઠીક રહેશે.

# ઔષધો.

**યુવાવસ્થાનો વૈદ્ય** એ નામનાં આ ઉપયોગી પુસ્તકમાં જે જે ઉપાયો આપવામાં આવ્યા છે, તે તૈયાર કરી, વાપરી જોવાથી દરદીને સંતોષ મળ્યા વિના રહેશે નહીં; તોપણ આ ખાસ દરદોના અનુભવવાળો વૈદ્ય કે ડાકતર આવા વિષયમાં શું ઔષધો વાપરતો હશે, એ જાણવાની જિજ્ઞાસા દરેક માણસને થાય, અને તેમાંના કેટલાકને એ ઔષધો મંગાવવાની ઇચ્છા પણ થાય, એ સ્વાભાવિક છે. એ જીજ્ઞાસા અને ઇચ્છા પૂર્ણ થાય એટલા માટે, કર્ત્તા જે જે ઓસડો વાપરેછે તેનું સંક્ષેપમાં નીચે વર્ણન આપેલુંછે:—

**હસ્તદોષ**ના રોગમાં આગલ કહેલુંછે તેમ એવું ઓસડ હોવું જોઇએ, કે જે શરીરની સ્થિતિ સમગ્ર રીતે સુધારી, લોહીને તેનું કુદરતી શુદ્ધપણું આપી, હોજરી, મગજ, હૃદય, વિગેરે શરીરના સઘળા અવયવોને એક સાથે મજબૂતી આપે. ફક્ત ઉત્પાદકઇંદ્રીનેજ એકદમ સુધારી શકાય નહીં; કારણ કે એથી નુકસાન થવાનો સંભવ છે. ઉત્પાદક ઇંદ્રી કાંઇ શરીરથી જૂદી નથી, એટલે શરીરને પોષણ મળે તોજ તે સુધરે, અને એવી રીતનો સુધારો થાય તોજ તે લાંબો વખત ટકે. આ બાબત ઉપર ધ્યાન આપીને આ દોષ માટે ત્રણ ઔષધો તૈયાર કરી વપરાય છે, અને તેની ફત્તેહ અચૂક થાય છે એમ અનુભવમાં આવ્યું છે. પેહેલું ઓસડ **વાજીકરણકેસરી નં૦ ૧ લો** છે. આ ઓસડ ગમે તે ઋતુમાં ખવાયછે. દસ્તદોષથી થયેલી ખુવારીને તે જડમૂળથી કાઢી નાંખે છે. બીજું ઓસડ **વાજીકરણકેસરી નં૦ ૨ જો** છે. પેહેલાં કરતાં આ ઓસડ જરા તેજ હોવાથી શીઆળામાં અથવા ચોમાસામાં, જ્યારે શરદીનો વખત હોય છે ત્યારેજ, ખવાય છે. પેહેલું ઓસડ થોડા દિવસ વાપર્યા પછી આ વાપરવાથી આશ્ચર્યકારક ફાયદો થતો જોવામાં આવે છે. ત્રીજું ઓસડ લગાડવાનું છે. નબળી થયેલી નસોને, ઢીલા પડેલા સ્નાયુને, અને ઉત્પાદક ઇંદ્રીના કદમાં થયેલા ઘટાડાને માટે

આ વપરાય છે. તેનું નામ **દૃઢીકરણ લેપ** રાખવામાં આવ્યુંછે. તેનાં નામ પ્રમાણેજ તેના ગુણ છે, અને જનનેંદ્રીને તે દૃઢ કરે છે.

પેહેલું ઓસડ સવાર–સાંજ અર્ધ તોલો ઘી–સાકરમાં ચાટી જઇ માથે થોડું દૂધ પીવું. જમ્યા પેહેલાં ત્રણ કલાકે એ લેવાનું છે. બીજા નંબરનું ઓસડ સવાર–સાંજ ¾ તોલો ઘી–સાકરમાં ખાવાનું છે. આ ઓસડમાં પાચન કરવાની શક્તિ છે, તેથી ઘી દૂધ ખાવામાં જરા જોર રાખવું. લગાડવાના ઓસડમાંથી થોડું લેઇ, રાત્રે સુતી વખતે જનનેંદ્રીને લગાડી માથે પાન બાંધી, સુઇ જવું; અને સવારે થંડા પાણીથી ધોઇ નાંખવું. પેહેલાંની કિંમત અર્ધ શેરના ડબ્બાની રૂ૦ ૧–૮–૦; બીજા નંબરના એક માસ ચાલે એવડા ડબ્બાની રૂ૦ ૨–૦–૦; અને લગાડવાની ડબ્બી એકની કિંમત રૂ૦ ૦–૧૨–૦ ફક્ત બાર આના છે. આ દવાઓ એક વખત વાપરવાથી ખાતરી થશે. વૅલ્યુપેએબલથી તે મોકલવામાં આવે છે.

**અતિ વિષયની** બાબતમાં અમે જે દવા વાપરીયે છીયે તે પણ ઉપર કહેલી ત્રણજ છે. આ લતથી ખરાબ થયેલાં અનેક શરીર એથી સારાં થયાં છે. એકજ દિવસમાં એવા રોગો સારા થતા નથી; માટે એકદમ સારૂં થવાની ઉતાવળવાળા હોય તેમણે તે દવાઓ મંગાવવીજ નહીં; કારણ કે તેથી બે–ચાર દિવસમાં સારૂં ન થઈ જાય, એટલે પછી દરદીઓ તરત વૈદ્યનોજ દોષ કાઢે, અને જે ઓસડો આવા વિષયમાં રામબાણ જેવાં છે તેમનો ખોટો અનાદર થાય. ધીરજ રાખીને દશ દિવસ સુધી ઉપર કહ્યા પ્રમાણે બરાબર ખવાશે, તો તેથી તેના ફાયદાની અસર જણાશે, અને પછી દરદીને આસ્તા બેસવાથી તે એ દવા છોડશેજ નહીં.

**વીર્યસ્રાવ વા ધાતુનું જવું**:—આ રોગને માટે હસ્તદોષના વિષયનું નંબર પેહેલાવાળું **વાજીકરણકેસરી** વપરાયછે. અથવા નીચે પ્રમેહના વિષયમાં **પ્રમેહનાશની** એ નામની ગોળીઓ લખી છે તે ખવાય છે, તેથી પેશાબમાં કે સ્વપ્નમાં જતી ધાત બંધ થાય છે.

**વાંઝિઆપણું**:—આ વિષય અતિ ગહન હોવાથી તેમાં એકજ ઓસડથી ધારેલી મતલબ પાર પડતી નથી. માણસોની પ્રકૃતિ પ્રમાણે જૂદાં જૂદાં માણસોને જૂદાં જૂદાં ઓસડો આપવાં પડે છે. આ રોગનાં ઘણાં ઓસડો અમારી પાસે છે; અને જે દરદીઓ પોતાની અને પોતાનાં કુટુંબની ખરી હકીગત અમને લખી જણાવે છે, તેમને તેઓને લાગુ પડે એવું ઓસડ મોકલાય છે. **હસ્તદોષ**નાં જે ઓસડો છે તે અકસીર હોવાથી અમે પેહેલાં એમ ઠરાવ કર્યો હતો કે, ઓસડો પ્રથમ મફત મોકલી ફાયદો થયેજ કિંમત લેવી. પણ સઘળા પ્રમાણીક નીકળે એવો આ વખત નથી. તેથી એ વિચાર બંધ રાખ્યો. આ રોગમાં અમે એ વિચાર પ્રમાણે મફત ઓસડો આપવાનોજ વિચાર રાખ્યો છે. કારણ કે આ વાત કાંઈ છાની રહી શકે એવી નથી. જેઓને છોકરાં ન હોય તેઓને તે થાય એટલે સઘળા એ બાબત જાણી શકે, અને તેથી કદી કોઈ અપ્રમાણીક નીકળી આવે તોપણ અમારા પૈસા રોકાય નહીં. એટલા માટે જેઓ નીચે પ્રમાણેના સવાલો ભરી મોકલશે તેઓને તેમની પ્રકૃતિને અનુકૂળ આવશે એવું ઔષધ મોકલશું. કોઇ પણ જાતની શરમ રાખવાનું આ કામ નથી. જેમ દિલ ચોખ્ખું તેમ ફાયદો વધારે જલદી થશે. ઓસડના પૈસા પાછળથી લેશું; અને દવા નાટપેડ બેંગી કરી મોકલશું. પણ તે સાથે એટલો કરાર છે, કે સવાલો લખી મોકલનારાઓએ અમારી સલ્લાહ ફીનો રૂ૦ ૧–૦–૦ પહેલેથી મોકલવો પડશે. એક વરસ અથવા છોકરૂં થાય ત્યાંસુધી દવા આપવા અમે બંધાઈએ છીએ. **નીમેલા પૈસા પાછળથી ગુણ થયે આપશું** એવી કબૂલાતનું એક પત્ર દવા મંગાવનાર ધણીએ પોતાની સહીવાળું અમને મોકલવું. છોકરાં થતાં હોય પણ બચપણમાંજ ગુજરી જતાં હોય, અથવા ગર્ભમાંથી અધૂરે પડી જતાં હોય, તેઓ પણ આ વર્ગમાં આવી જાય છે; માટે એવાએ પણ નીચેના સવાલો ભરી મોકલવા:—

## પુરૂષે ભરવાનું.

૧ ઉમ્મર ?
૨ જાત ( હિંદુ, મુસલમાન, પારસી, કે જે હોય તે ) ?
૩ શરીરનો બાંધો ( મજબૂત, દુર્બલ, કે ફૂલી ગયેલ ) ?
૪ પરણ્યાને કેટલાં વર્ષ થયાં ?
૫ પ્રમેહ કે ટાંકીનો મરજ કદી થયો છે કે નહીં ?
૬ હસ્તદોષ, અતિ વિષય, વિગેરે કોઇ કારણ બન્યું છે કે કેમ?
૭ અભ્યાસમાં કેટલો વખત ગાળ્યો છે ?
૮ વ્યવહારિક સ્થિતિ ગરીબ છે કે તવંગર ?
૯ છોકરૂં મુદ્દલ થયું નથી, કે થઇને મરી ગયું છે ?
૧૦ છોકરૂં થયું હોય, તો તેને કેટલાં વરસ થઇ ગયાં ?
૧૧ કોઇનું ઓસડ કર્યું છે ? અને કર્યું હોય તો તે શું હતું એ જાણો છો ?
૧૨ તમને તમારાં કુટુંબ સાથે અણબનાવ છે કે કેમ ?
૧૩ શરીરના કોઇ રોગ માટે તમે કદી ફ્સ ખોલાવી હતી? અને ખોલાવી હોય તો કઇ ખોલાવી હતી ?
૧૪ અંડવૃદ્ધિ ( વધરાવળનું દરદ ) છે કે નહીં ?
૧૫ સ્ત્રી એક છે કે વધારે ?
૧૬ ખોરાક કેવો લેવાયછે ?
૧૭ વારસામાં તમને કોઇ રોગ ઊતર્યો છે ?

## સ્ત્રીને ભરવાનું.

૧ ઉમ્મર ?
૨ જાત ( હિંદુ, મુસલમાન, પારસી, કે જે હોય તે ) ?
૩ શરીરનો બાંધો ( લાંબો કે ઠીંગણો ; મજબૂત, પાતળો, કે ફૂલેલો ) ?

૪ પરણ્યાને કેટલાં વર્ષ થયાં ?
૫ ઋતુસ્ત્રાવ મહીને મહીને આવેછે કે કેમ ?
૬ તેનો રંગ કાળો હોયછે કે રાતો ?
૭ તે થોડો ને પાતળો આવેછે, કે ઘાટો અને ઘણો ?
૮ પેહેલો ઋતુસ્ત્રાવ કેટલી ઉમ્મરે થયો હતો ?
૯ ખોરાક કેવી જાતનો લેવાયછે ? અમુક ખોરાક ખાધા પછી શરીર ઉપર કાંઈ અસર થાયછે ?
૧૦ ગરમીનું દરદ કદી થયું હતું કે કેમ ?
૧૧ કોઇની દવા કરી હતી ? અને તે દવા તમે જાણો છો ?
૧૨ કોઇ વખત ફસ ખોલી હતી ? અને ખોલી હોય તો તે કઈ ખોલી હતી ?
૧૩ વારસામાં કોઇ રોગ તમને ઊતર્યો છે ?
૧૪ છોકરાં ન થવાનું કાંઇ કારણ તમે જાણો છો ?
૧૫ અધૂરે પડતાં હોય તો તેનું કારણ તમારા જાણવામાં કંઇ છે ?
૧૬ મરી જતાં હોય તો તે શા રોગથી મરે છે ?

આ ઉપરાંત બીજા સવાલો પણ ઘણા છે, પણ તે છાપવા યોગ્ય ન લાગવાથી દરદીને લખીને પૂછવામાં આવે છે.

આ સિવાય ઉત્પાદકઈંદ્રીમાં સ્ત્રી કે પુરૂષને કાંઈ કુદરતી ખોટ છે કે નહીં ? એ તથા પોતાની સ્થિતિનું પૂરે પૂરૂં વર્ણન લખી મોકલવું. આવા પત્રો કર્ત્તા સિવાય બીજું કોઈ વાંચતું નથી; માટે એ બાબતમાં બેફિકર રહેવું. જેમ ખુલાસો વધારે આવશે તેમ ફાયદો વધારે છે.

**પ્રમેહ:**—આ દરદ માટે તે વિષયમાં લખેલા છે તે સિવાય એક અકસીર ઉપાય કર્ત્તાની પાસે છે. ગમે તેવી જાતના પ્રમેહ માટે તે વપરાય છે. સખત અને જૂના પ્રમેહને પણ તે મટાડે છે. એનો ફાયદો ટુંક મુદ્દતમાંજ જણાય છે. એક ડાબલીમાં ૪૦ ગોળીઓ આવે છે. તેનું નામ **પ્રમેહનાશની** એવું છે. સવારસાંજ એક એક ગોળી પાણીમાં

અથવા વરીઆળી ને સાકરના પાણીમાં લેવાય છે. એકજ ડાબલી વાપરવાથી એ રોગનું મૂળ જતું રહે છે. આ ગોળીઓ મુત્રાશયના રોગમાં પણ અકસીર છે. ઉત્પાદકઇંદ્રી અને તેની સાથે સંબંધ રાખનાર કોઇ પણ અવયવના દરદમાં એ સારી અસર કરે છે. ટીપે ટીપે પડતો પેશાબ એકદમ ઉતારે છે. ટુંકામાં જનનેંદ્રીના તમામ રોગમાં વાપરવાથી પણ તે ફાયદો કરતી જણાય **છે.** કિંમત ડબ્બી એકનો રૂ. ૧-૮-૦

**ટાંકી:**—આ ભયંકર રોગમાં કર્ત્તા જે દવા વાપરેછે, તે **ઉપદંશારિ** નામની ઝીણી ગોળીઓ છે. ચાર દિવસ સુધી સવાર–સાંજ એકેક, અને ત્યાર પછી બીજા ચાર દિવસ સવાર-સાંજ બબે, અને પછીના ચાર દિવસ ત્રણ ત્રણ ગોળીઓ, ઘીમાં વીંટીને ગળી જવાયછે.

આ દવા ખાતી વખતે પરેજી સખત પાળવી પડેછે. ખોરાકમાં ફકત દૂધ, ચોખા, સાકર, રોટલી, એજ ખવાયછે. મીઠું, મરચું, વિગેરે ચીજો બંધ રખાયછે. જો ઉપર કહ્યા પ્રમાણે બાર **દિવસ** એ ગોળીઓ ખવાય, અને પરેજી બરોબર રહે, તો ગમે તેવો **હઠીલો** છતાં એ રોગ જાયછે, અને ફરી જણાતો નથી. જેઓ પથ્ય ન પાળી શકે તેઓએ આ ગોળીઓ મંગાવવીજ નહીં. એવા માણસોએ **પ્રમેહ નાશની** વાપરવી, તેથી ધીમે ધીમે ફાયદો થાયછે. ટાંકીને લીધે ગમે તેવા સાંધા દૂખતા હોય, વિસ્ફોટક શરીર પર નીકળ્યું હોય, અને આંખનું દરદ થયું હોય, અથવા ટાંકીના વિષયમાં આવેલાં બીજાં કોઇ પણ ભયંકર ચિન્હો થયાં હોય, તોપણ **ઉપદંશારિ** તેનો જલદી નાશ કરેછે. ચાંદીથી થયેલી શરીરની કોઇ પણ જાતની **વિક્રિયા** ઉપર કર્ત્તા ઘણી ફત્તેહથી આ દવા વાપરેછે. એની કિંમત ૬૦ ગોળીની ડબ્બી એકનો રૂ૦ ૧-૮-૦ છે. આ સિવાય લગાવવાનો એક **મલમ** તથા ભરભરાવવાની એક **ભૂકી** પણ વપરાયછે. દવા ખાવાની સાથે આ બે ઉપાયો ચાલુ રાખ્યા હોય, તો તેથી ફાયદો તરત થશે; અને જનનેંદ્રીમાં થતી પીડા તરત શાંત પડશે. એ દરેકની ડબ્બી એકની કિંમત માત્ર આના ૦-૪-૦ રાખી છે.

**દસ્ત-કબજીયતઃ**—ઉપરના રોગોમાં દરદીઓને ઘણુંકરીને દસ્તની કબજીયત બહુ રહે છે, અને તેથી તેઓને વખતોવખત રેચ લેવા પડે છે. શરીર મૂળ નબળું હોય, અને વળી રેચ લેવાય તેથી નબળાઇ વધારે થાય છે, અને સારૂં થવા માટે ખાધેલાં ઓસડોની જે કાંઇ અસર થવી જોઇએ તે જણાતી નથી. માટે દસ્ત સાફ લાવવા સાથે શરીરને કાંટામાં રાખે, ખોરાક ઉપર રૂચિ કરે, તથા હોજરી અને આંતરડાંને સાફ રાખે, અને પેટનાં દરદોને સારાં કરે, એવી ગોળી કર્ત્તા તૈયાર કરી વાપરે છે. આ ગોળી પાચનશક્તિને વધારે છે તેથી એનું નામ **જઠરપ્રદીપની** એવું રાખ્યું છે. પેટનાં દરદોનો તે અકસીર ઈલાજ છે. દસ્ત સાફ લાવવા માટે હંમેશ રાત્રે સૂતી વખતે બે અથવા ત્રણ ગોળી ટાઢા પાણીથી ખાઈ જવી, એટલે સવારમાં દસ્ત સાફ આવશે, અને શરીર હલકું થશે, તથા મનમાં એક જાતનો આનંદ રહેશે. એવી ગોળીઓ ૪૦ (ચાળીશ)ની એક ડબ્બીની કિંમત રૂ૦ ૧-૦-૦ છે. પેહેલાં ૬૦ ગોળીની બે રૂપિયા કિંમત રાખી હતી; પણ કિંમત ઘટાડવા માટે કેટલીક માગણી થવાથી બધાઓ તેનો લાભ લઇ શકે માટે આમ ગોઠવણ કરી છે.

આ સિવાય બીજા રોગોનાં પણ તેવાંજ ઓસડો છે. પણ તેને જુવાનીના રોગો સાથે સંબંધ ન હોવાથી આમાં દાખલ કર્યાં નથી. જેઓને જરૂર હોય તેઓએ પત્રથી પુછાવવું.

**સૂચનાઃ**—અવા રોગોનો ખુલાસો કરતાં માણસો શરમાય છે. પોતે કરેલી ભૂલ તેઓ બીજાને જાહેર કરી શકતા નથી. પણ જ્યાંસુધી ખરી હકીગત જણાતી નથી ત્યાંસુધી યોગ્ય ઉપાય મળતો નથી; માટે તેઓએ પૂરી હકીગત જણાવવી જોઇએ. કર્ત્તા સિવાય બીજો કોઇ પણ માણુસ, પછી તેને કર્ત્તા સાથે ગમે તેવો સંબંધ હોય તોપણ, આવા પત્રો વાંચશે નહીં અને આવી બાબત કદી જાણશે નહીં. કર્ત્તા આ બાબતમાં બધું ખાનગી અને છુપું રાખવા બંધાયછે. વૈદ્યકના ધંધાને લીધે કર્ત્તાનો મુકામ એક સ્થલે ન રહી શકવાના

સબબથીજ એજન્ટ મારફત બધો વ્યવહાર ચાલેછે. પણ તે એજન્ટ ફક્ત પત્રો લઇને કર્ત્તાને મોકલી દેવાનુંજ કામ કરેછે, અથવા કર્ત્તાના કહેવા પ્રમાણે દવા મોકલેછે. પરંતુ કર્ત્તાના નામનો કોઈ પણ પત્ર વાંચવાની તેને સખત મના છે; માટે કોઇએ એ બાબતમાં ફિકર રાખવી નહીં. પોસ્ટ કાર્ડોનો અમલ કરવાનું એજન્ટને સોંપ્યું છે. બધી દવા વેલ્યુપેએબલ કરીનેજ મોકલવામાં આવેછે.

મોરબી.
ઓઝા નરભેશંકર વલ્લભજી,
મુખ્ય એજન્ટ.

વૈદ્ય. પ્ર૦ દ૦ પટ્ટણી.
Dr. P. D. Pattani.



